તર્પણ ગ્રંથમાળા

અંજલી ૧લી

# પૂજ્ય બાપુજીનું તર્પણ

મંજુલાલ સાકરલાલ દેસાઇ

# અર્પણ

પૂજ્ય બાપુના તર્પણ અર્થે લખાયેલું

આ તર્પણ

એમને જ અર્પણ હોવ !

મંજુલાલ

# અનુક્રમ

# વીર પૂજા

(૧)

જ્યારે વિશ્વ સમસ્તમાં રક્ત વહે,
ભરી ખપ્પર તર્પણ સર્વ કરે,
જ્યારે સ્વાતંત્ર્ય સાધન મંત્ર ઉરે
જપતાં નર યજ્ઞની વેદી પરે,
કૈંક કોટિક જનનાં જાન જતાં
ત્યારે એક જ શાંતિનો મંત્ર સ્મરે
તે વીરની આજ પૂજા કરજો.

(૨)

મૂકી ડાક ડમાકનો મોહ બધો,
નીજ આત્મ પ્રભા પ્રકટાવી રહ્યો,
નહિં દુર્ગુણ ઢાંકવા યત્ન કર્યા,
નહિં સદ્‌ગુણનાં કૈં ગાન કર્યાં,
ન નમ્યો પરવા કરી કોઈ તણી,
ન ડગ્યો ધરી હાથ જે દીન બની,
તે વીરની આજ પૂજા કરજો.

(૩)

જે એક મહંત ભરી નેન જૂએ,
સહુના નયનો થકી સ્નેહ દ્રવે,
જે એક મહંત જનશીષ નમે,
ભર ગૌરવ ભાર છતાંય ઝૂકે,
જે એક મહંત જન કાજ સહે
સતથી સહુને જીતી પ્રેમ રહે,
તે વીરની આજ પૂજા કરજો.

(૪)

સ્મરતાં ઉરનાં પૂર ધોધ વહે,
પૂજતાં મતનાં ભિભરાજ ઢળે,
જેના પાદ વિષે બહુ પ્રીતિ ભર્યો,
કરી સ્વાર્પણ વીર અનેક નમ્યા,
જેણે નિત્ય ધર્યું વ્રત ઘોર ઘણું,
નીજ દેશનાં પાપ નિવારણનું,
તે વીરની આજ પૂજા કરજો.

(૫)

જગના સહુ જોધ સમગ્ર મળે,
યશ ગાન દિગન્તમાં ગાજી રહે,
સુણી ગૌરવ અંતર હાલી ઉઠે,
પણ આ વીર તુલ્ય જ કોણ હશે?
કદી દુઃખી કર્યાં ન અરિગણને
તો ય સેવાને સ્વાર્પણ એય કર્યાં,
એ વીરની આજ પૂજા કરજો.

(૬)

તપી વૈરાગી તેં તપ ઘોર અતિ,
કફની ધરી કાય પ્રજાળી દીધી,
ભય, રાગ ને ક્રોધની પાર જઈ,
જગને નવજીવન મંત્ર દીધો;
એવા વીરની તેજ પૂરી પ્રતિમા
ધરી સન્મુખ ભારત બાળ સહુ
તે વીરની આજ પૂજા કરજો.

તા. ૨૭ ઓકટોબર સને ૧૯૨૪.

પુષ્કરરાવ ચાકરલાલ દેસાઇ.

## ૨. બ્રહ્માના આંસુ

૩૧ જાન્યુઆરી ૧૯૪૮ પોષ વદ છઠને દિવસે હિંદમાં અઢી હજાર વર્ષે જન્મેલા પયગંબરની સ્મશાન યાત્રા નીકળી.

પૃથ્વીની પંચમાંશવસ્તી પર હકુમત ધરાવતી રાજસત્તાના મોવડીઓ એ યાત્રાનાં મોવડી હતા. એ રાજસત્તા એના ઉત્પાદક, સ્થાપક અને સંરક્ષકને છેલ્લી અંજલી આપતી હતી.

લાખ્ખો માનવીઓએ એ યાત્રામાં સાથ આપ્યો. કરોડો માનવીઓએ અશ્રુની અંજલી આપી. અબજોએ દુઃખનો આઘાત અનુભવ્યો.

સમ્રાટોનીયે ના હોય એવી એ દબદબાભરી સ્મશાનયાત્રા હતી. અણુખૂટ પુષ્પવૃષ્ટિ, અવિરત રામધૂન, અણુતૂટ જયનાદથી મરતો એ સ્તબ્ધ બન્યા હશે. દિશદિશમાં આ યાત્રાનાં કરૂણુ છતાં ગર્વભર્યાં વર્ણનોથી ગુંજી રહેલા રેડીઓના આંદોલને આકાશને ખળભળાવ્યું હશે. દેવો પણ એ મહામાનવને અર્પાયેલી અંજલીથી આભા બન્યા હશે !

દેવોએ જયનાદ કર્યો હશે ? કે માનવ કુળની હતભાગ્યતા પર આક્રંદ કર્યું હશે ?

અને એવા નાદથી વિશ્વસર્જનની ચિરંતન સમાધિમાં બેઠેલા બ્રહ્માની આંખો ઉઘડી, એમણે એ ભવ્ય સ્મશાનયાત્રા પર નજર નાંખી, અને......એમની આઠે આંખોમાંથી એકએક ટીપું પડ્યું.

આ આંસુ શામાટે હશે ? પચાસ પેઢીની પ્રસૂતિની પ્રસવેદના પછી સરજી શકાએલા એવા મહામાનવનાં મૃત્યુને લીધે ? એનાં મૃત્યુની કરૂણુતાને લીધે ? એનાં મૃત્યુથી બેહાલ બનેલી માનવજાતને માટે ? ના.

ના. जातस्य हि ध्रुवो मृत्युः । જન્મેલા મરવાના છે, એ બ્રહ્માથી ક્યાં અજાણ્યું છે? માનવજાતની હિણભાગ્યતા પર આંસુ સારવાનું બ્રહ્મા ક્યારે શીખ્યા હતા?

બ્રહ્માએ આંસુ સાર્યાં એ સ્મશાન યાત્રાની સજાવટ પર.

અહિંસાના એ પરમ ઉપાસકનું શબ શસ્ત્રવાહિની રણગાડીમાં હતું. જગભરમાંથી સૈન્યો નષ્ટ કરવા મથનારા એ મહા ભાગની શબગાડીને સૈનિકો ખેંચતા હતા! એની સ્મશાનયાત્રાને મોખરે લડવૈયા હતા. પગદળ, હયદળ, નૌદળ! અને જેમણે એના અનુયાયીઓ સામે અવિશ્રાંત પશુબળ વાપર્યું હતું, જેમના અસત્ય, દંભ અને અત્યાચારો સામે એણે સતત ઘૃણા સેવી હતી એ પોલીસ દળ એને ઘેરી વળ્યું હતું!

—અને હિંસાનાં ઘોરતમ વૈજ્ઞાનિક સાધન બોંબરવિમાનો એના પર ઉડી રહ્યા હતા, અને પુષ્પવૃષ્ટિ કરતા હતા!

અને સિકંદર, સીઝર, દારાયુશ કે નેપોલીઅનના સંહારકાંક્ષી હૃદયોને ઇર્ષ્યા આવે એવા, હીટલર કે મુસોલીનીએ પોતાની સ્મશાનયાત્રામાં જમાવવા કલ્પ્યા હશે એવા, સૈન્યબળના આ પ્રદર્શન પાછળ બખ્તરી રથો અને રણગાડીઓ એ કરૂણ છતાં ભવ્ય, ભાવભર્યાં વાતાવરણમાં એ શબવાહિનીની પાછળ ગર્વભર્યા ખખડાટથી પોતાની પોલાદી સંહારશક્તિનું દર્શન કરાવતી ગગડતી હતી!

માનવકુળ જાણે એના એ પરમ પનોતા પુત્રને સંભળાવતું હોય—'તમે અવસાન પામ્યા. હું હજી જીવું છું. તમે વારંવાર મારી દુષ્ટતા ખુલ્લી કરી મારાં હૃદયને શરમીંદું બનાવ્યું છે, એ ખરૂં; પણ મેં તમારૂં કહ્યું એક કાનથી બીજે કાને કાઢયું છે."

માનવજાતની આ હીનતાથી દેવોના મુખ પર પ્રગટેલાં ઉપહાસ અને તિરસ્કારના ભાવો જોઇ બ્રહ્માએ આંસુ સાર્યાં હશે!

## ૩. શંભુનો નિઃશ્વાસ

અને બ્રહ્માનાં આંસુ જોઈ અરાઢ કલાકથી અદ્ધર શ્વાસે નીરખી રહેલા ભગવાન રૂદ્રે તોલદાર નિઃશ્વાસ મુક્યો!

આગલે દિવસે જ, પશ્ચિમમાં ઉતરતા દક્ષિણાયની સૂર્યનાં કિરણો કૈલાસના ઇશાન પર અથડાઈ તેજવર્તુલોથી ઝગમગતું મેઘધનુષ્ય રચતાં તે જોતા હતા, ત્યાં તો દિશાઓ ચીરતી આક્રંદની ચીચીઆરી તેમને કાને પડી. ઉગ્ર ધરતીકંપોથીયે અવિચલિત રહેતું તેમનું ચિત્ત કયા ગેબી આંદોલનોથી ખળભળ્યું હશે? અક્ષૌહિણીઓનાં મહાસંહારનાં કારમાંક્રંદનો વખતે પણ નિષ્કંપ રહેનાર એ યોગેશ્વરનું હૃદય શાથી એક ધબકારો જાણે ચૂકી ગયું?

સંહારમૂર્તિ કલ્પેલા એ મહાકાલ તો સર્વાંગે શીવ—કલ્યાણક છે. સૃષ્ટિના સર્જનથી ચાલતી આવેલી મહાસંહારલીલાથી એ રાચે જ નહિ. જીવિતમાત્રનું મરણ છે, મરણ ઉત્ક્રાંતિ—પ્રગતિ માટે છે, અને મરણદ્વારા માનવઆત્મા શિવતત્વને પારખવા પામે છે, એટલે કુદરતી ક્રમથી થતાં સ્વાભાવિક મરણોથી એમને ક્ષોભ થાય જ નહિ.

અને તેમાં જ્યારે યોગીઓનો એ યોગી, તપસ્વીઓનોયે તપસ્વી, ત્યાગીઓનો યે ત્યાગી, જીવનભર યજ્ઞ, યોગ અને તપશ્ચર્યા પછી સ્થૂળમાંથી સૂક્ષ્મમાં, સાંતમાંથી અનંતમાં પરિયાણ આદરે, અને મુક્તોના મહાસંઘમાં મહામુકતનું આગમન થાય એવા પ્રસંગે તો શિવસ્વરૂપ આ જોગંદરને આનંદની લહરી આવવી જોઈએ.

તેથી આ મરણ એમનાં હૃદયને વ્યથિત કરે નહિ. કરોડો માનવની આર્તક્રંદના એમની પ્રસન્નતાને ઝંખવે નહિં.

છતાં સદા કરૂણાળુ એમનો આત્મા એમની પુંઠ પાછળથી આવતી લાખો હૃદયોમાંથી ઉઠેલી વ્યથાની લહરીને અવગણી શકે

નહિ. ઇશાન પર નજર નાંખી બેઠેલા એ ઇશાને પુંઠ ફેરવી નૈઋત્ય માં જોયું. દૂર જ્યાં યુધિષ્ઠીરે અને જન્મેજયે અશ્વમેધ કર્યા હતા, એ સ્થળે એમની આંખો થંભી.

અને સ્થળકાળના અંતરાયો જેને નડતા નથી એવી એ નજરે રક્ત તરસી કાલિકાની ત્રિશૂળની ત્રણપાંખડીઓથી જાણે વિંધાયો હોય એવો તપજર્જર દેહ નીરખ્યો.

અને ત્રિકાળ પેખતાં તેમનાં નેત્રો શોકઘેરાં બન્યા...એ દેહ મામુલી માનવીનો નહોતો. અનાદિ કાળથી માનવીને માનવ બનાવવા મથતા પયંગર મંડળનો એ છેલ્લો મહારથી હતો.

પરપીડન, પરશોષણ, પરસંહારમાં રાચતાં માનવકુળની એ દાનવી વૃત્તિઓ વિદારવા યુગે યુગે પયંગબરો પાક્યા છે. એ સર્વેએ બોધ આપ્યો છે, પણ એ સર્વેના બોધને જીવનમાં ઉતારી, આધિભૌતિક સપાટી પર આધ્યાત્મિકતા લાવી, જગતમાં વિશ્વ-બંધુત્વ સ્થાપવાના યશસ્વી પ્રયત્નની આશા આપતો મહારથી તો આ એક જ હતો.

અને સર્જનજુની એ સંહારલીલાથી કંટાળેલા સદાશીવે કદાચ આશા સેવી હશે, કે આવાં અકારણ રક્તપાતનાં મૂળ હવે જગતમાંથી ઊખડી જશે, અને એ રીતે પોતાને સૌથી અપ્રિય એવા કાર્યનો અંત આવશે !

પળવાર આથી એ શાંતિસૃષ્ટાના કરૂણ મોતથી એમને ક્ષોભ થયો હશે !

પણ આ બલિદાનથી જેણે એનાં જીવનનાં મૂલ્ય બરાબર નહિ મૂલવ્યાં હોય, તેમને સત્ય સમજાશે, એના કરૂણાપૂર્ણ અંતથી એના અહિંસા અને પ્રેમનાં સિદ્ધાંતોના પ્રચારને વેગ મળશે, અને એ રીતે જીવનમાં ન મળેલી સિદ્ધિ એ મહાયોગીને મરણમાં મળશે એમ એના થોડા સાચા ભક્તો માફક સદાશીવે પણ પળવાર માન્યું હશે ?

એ રીતેયે જગતમાં અને જગતમાં નહિ તો હિન્દમાં તો પ્રેમની સ્થાપના થશે, આવી આકાંક્ષા સેવી હશે? કોણ જાણે!

પણ આ કારમા બનાવના પ્રત્યાઘાતો રૂપે જ્યારે અહિંસાના એ પરમ પૂજકના અનુયાયીઓએ, હજી તો એનો મૃતદેહ છેલ્લા સંસ્કારની વાટ જોતો પડયો હતો ત્યાં, હિંસાત્મક રક્તપાતનો આરંભ કર્યો ત્યારે દેહની મર્યાદાઓથી મુક્ત થયેલો એનો આત્મા પોતાનાં અનુયાયીઓનાં આ વર્તનથી કેવો દુઃખાતો હશે એ કલ્પતાં કારૂણ્યમૂર્તિ ભગવાન શંકર નો શ્વાસ પણ થંભી ગયો હશે!

આથી જ અહિંસાની સ્થાપનાનું આશ્વાસન લય પામવાથી ક્ષુબ્ધ બનેલા તેમના હૈયાંએ બ્રહ્માની આંખમાંથી નિર્ઝરતાં આંસું જોઇ ઊંડો નિઃસાસો મૂકયો.

જીવનની પ્રત્યેક ક્ષણે અપાયેલાં અને મરણ વખતે સર્વોચ્ચ કક્ષાએ પહોંચેલા આવા બલિદાનથી યે શું માનવની વૈરભાવના, પક્ષાપક્ષી, ક્રોધ, અસંયમ નષ્ટ નહિ થાય? એ જ મહાસંહાર, એ જ વિભીષણ દાનવતા શું ચાલ્યા જ કરશે, અને મહારૂદ્રના ખપ્પરને અકુદરતી રક્તધારાથી છલકાવી નાંખશે? શંભુએ ઠપકાથી વિષ્ણુ સામે જોયું

## ૪. વિષ્ણુનું સ્મિત

ત્રિમૂર્તિમાંની આ બે મૂર્તિઓની આંખો વિષ્ણુની આંખ સાથે મળી અને વિષ્ણુએ પરિમ્લાન, ફીક્કું, સ્મિત કર્યું...

બ્રહ્માએ આ મહામાનવ સર્જીને મહા સર્જનની પરાકાષ્ટા દેખાડી હતી. એનાં મૃત્યુની કરૂણ ભવ્યતાએ શીવના સંહાર કાર્યને ઓપાવ્યું હતું. પણ એના અવતારોમાંથી પ્રેરણા મેળવી માનવ ધર્મની મહાગાથાનાં જેણે મંડાણ કર્યાં હતા, ડગમગતા ઇશ્વરત્વને જેણે માનવ હૃદયમાં સ્થાપવા અવિરત શ્રમ આદર્યો હતો, એનાં સંરક્ષણમાં વિષ્ણુએ કેમ સંભાળ રાખી નહિં ? બ્રહ્મા અને મહેશની આંખોમાં આ સવાલ હતો.

અને નેત્રોનાં તેજ દ્વારા જ મોકલી શકાતા સંદેશાઓમાં વિષ્ણુનો જવાબ આવ્યો—" એકસો એકવીસ દિવસ પર એણે પોકાર્યું હતું, ' હું અટૂલો પડી ગયો છું. મારૂં કોઈ સાંભળતું નથી. મારૂં કોઈ અનુયાયી નથી. '

" સૈકાંઓ સુધી સતત પ્રયત્ને બીજાં દેશો કવચીત્ જ સાધે છે, એવી સિદ્ધિ એકલે હાથે અવિરત શ્રમથી કર્મયજ્ઞ આદરીને એણે જે દેશને અપાવી એ સિદ્ધિની પ્રાપ્તિ કાળે એની થયેલી અવગણનાનો દંડ એ દેશ શાને ન ભરે ?

" ઇતિહાસે જવલ્લે જોયેલી આ કૃતઘ્નતા છે. કદાચ જ અનુભવેલી આ અંધતા છે.

" અધુરાં આત્માનાં વામનજીઓ પોતાના માપથી એ વિરાટને માપતા હતા. પોતાની બુદ્ધિથી એને માપી પોતાની નિર્બળતાને ઢાંકતા હતા.

" આથી મૃત્યુંજય એણે સ્વયં મૃત્યુને નોંતર્યું. આગલે દિવસે જ

એણે પોકાર્યું હતું, "ક્યાં સુધી આ ખેલ મારે ખેલવાનો છે !"

"આકાંક્ષાથી પર એણે મૃત્યુને વાંછ્યું: તપસ્વીઓમાં શ્રેષ્ઠ એવા એની ઇચ્છા કોણ અવગણે ?

"અને મૃત્યુ આવ્યું,—રૂદ્ર છતાં ભવ્ય રૂપે ! એણે સ્વેચ્છાએ આવકાર્યું !'

"અને માનવજાતે તો એને ત્યારે જ પીછાણ્યો, ને ? એનાં મૃત્યુએ જ એનાં સાચાં મૂલ્યનાં હિંદની પ્રજાને દર્શન કરાવ્યાં. એના વિષે, એનાં જીવન વિષે જાણવાની ભૂખ આવાં મૃત્યુથી જ પ્રગટી છે !

"હિંદની વિભૂતિઓ ને તો પરદેશો જ પ્રિછે, છે, ને ? આ મહાવિભૂતિનાં મૂલ્ય કદાચ ત્યાં સાચાં અંકાશે.

"અને પ્રાણવાન એ પ્રજાઓમાંથી કોક એનાં સત્યો ઝીલશે, અને એની જીવનગાથા કદાચ મૃત્યુમુખમાંથી માનવજાતની ખેંચી લાવશે !"

બ્રહ્મા મૂક રહ્યા. શંભુનાં નેત્રો અશ્રદ્ધાથી ડોલી રહ્યા. જાણે કહેતા હોય, "માનવ તો ભૂલી જશે, કે એ માનવી હતો. માનવો એને દેવ મણાવશે. અને એના જીવનને દૈવી ગણી, નહિ અનુસરવાનું બહાનું શોધશે. પૃથ્વી પર જ સત્ય પ્રગટે છે, પૃથ્વી તત્વથી ભરપૂર માનવીમાં મહત્તા હોય છે, એ વસ્તુ કબુલતાં જાણે એને શરમ લાગે છે.

"અને આમ એને દેવત્વ અર્પીને એના બોધને ઊંચે મુકશે. એનાં જીવનનાં તત્વોને દૈવી કહી દૂર જ રાખશે. 'આપણાથી એવું થઇજ ના શકે,' એવાં પામરતાનાં બોલ કાઢી એનાં જીવનકાર્યને ઉવેખશે. માનવમાંથી દેવ બનેલાં આપણાથી આ અજાણ્યું છે ?"

બ્રહ્માનાં ભવાં પર કરચલી છવાઈ. તેમની આંખ આગળ ઇતિહાસ તરવર્યો. પાંચ હજાર વર્ષ પૂર્વે યમુના કાંઠે અવતરીને કૃષ્ણે કર્મયોગ પ્રબોધ્યો હતો. જીવનમાં એ જીવી બતાવી, પરિણામે નિષ્ફળતા પામી, આખરે સૌરાષ્ટ્રને સમુદ્ર કાંઠે પારધીને બાણે હણાઈ એણે લીલા સંકેલી હતી.

અને આજે સૌરાષ્ટ્રને સાગર કાંઠે જન્મી, કર્મયોગને આચરી બતાવી, એ આચરણનાં અનુકરણો ના ભાળી, વ્યથા છલકાતાં ઉર સાથે નરાધમને હાથે હણાઈ, મોહનદાસે યમુનાતટે લીલા સંકેલી હતી! એક વર્તુલ શું પુરૂં થતું હતું!

તેમની આંખે અબોલ વેણ કાઢયા, "એવું બને તો તમારૂં ત્રીજું લોચન કયાં નથી?" તેમણે શંભુને ઉદ્દેશ્યા, "માનવીએ હવે તો પરમાણુ વીંધીને એ સાધ્યું છે!"

વિષ્ણુના મુખ પર એ મ્લાન સ્મિત ફરીથી રમ્યું.

માનવ અને દેવોની યે દુર્બળતા જોઈ રીઢા થયેલાં એમનાં હૃદયે એ શું વિચાર્યું હશે કે આડંબરના વિરોધી એ મહાસંતની સ્મશાન યાત્રામાં સત્તાની એ સજાવટ અને સન્નાટો ને દિંગ કરે એ દબદબો તો તેનાં કારમા મૃત્યુથી જેમનાં મગજ બહેર મારી ગયાં હતાં એવી, નાદાન બાળક જેવી પ્રજાની સાહજિક ઊર્મિ જ હતી! પ્રિયતમના અવસાન પાછળ એવાં જ પ્રદર્શન માનવીમાત્ર યથાશક્તિ કરે છે, ને! અને આમાં તો પશુબળે અહિંસાને અંજલી આપી પોતાની લઘુતા સ્વીકારી હતી!

અને એવોજ જવાબ દેતો હોય તેવો યાત્રીઓની ધુનનો ગુંજારવ રેડીઓમાંથી દિશદિશામાં ઉભરાવા લાગ્યોઃ—

ઈશ્વર અલ્લાહ તેરા નામ,
સબકો સન્મતિ દે ભગવાન

અને પડખે વળેલા ટોળામાંથી અવાજ આવ્યો. 'બાપુજીનું સ્મારક રચવું જોઈએ.' 'એમનાં મંદિરો બનાવીએ.' 'એમની મૂર્તિઓ સ્થાપો, જેથી આપણાં બાળકો એમને સંભારે!'

અને જેનાં મરણનાં છેલ્લા દિવસો અવગણનાથી દુભાયા હતા, તેના સ્મારક અને તર્પણની આકાંક્ષા ભરતીની વેળ માફક ઊભરાવા લાગી...

૨૬૭૦૨

# ૫. સ્મારક અને તર્પણ ~~૨૬૭૫૦~~

સદ્‌ગત વ્યક્તિનાં સંભારણાં જળવાઈ રહે તે માટે જે કાંઇ કરવામાં આવે તે સ્મારક. સદ્‌ગતના આત્માની તૃપ્તિ માટે ક્રિયા થાય તે તર્પણ. સ્મારકનો હેતુ સદ્‌ગતની યાદગીરી જાળવવાનો છે. તર્પણનો હેતુ તેની રહીસહી વાસનાઓ સંતોષવાનો છે.

કાળસમુદ્રને કાંઠે માનવી ઉતરે છે, અવનવી જીવનલીલા રમે છે, અને ફરીથી કાળસમુદ્રમાં લીન થાય છે. એ સમુદ્રના કિનારા પર રેતાળ પટ છે, કાળમીંઢ ખડકો છે, નક્કર જમીન પણ છે. કોક માનવીઓ રેતાળ પટ પર આછી આછી પગલીઓ પાડે છે., ઘણાં ખરાં ખડક કે નક્કર જમીન પર ફરી પોતાના આગમનનું નામો-નિશાન મુકયા વગર પાછા જાય છે. પણ કોક વિરાટકાય પુરૂષો તો એ કાળમીંઢ વજ્રછાટ પર ન ભુંસાય એવાં પગલાં પાડે છે. કાળ-સમુદ્રના પછડાટા પણ આ વજ્રપગલીઓ ધોઈ શકતા નથી.

આવા વિરાટ પુરુષોને તે સ્મારક શાં ? જેને વિસરવા સહેલાં નથી, તેનાં સંભારણા માટે કૃત્રિમ ઉપાયોનો અર્થ શો ? બુદ્ધ, ઈશુ, જરથુસ્ત્ર કે મહંમદ,—શંકર, પ્લેટો, કેન્ટ કે ટોલ્સટોય,—અશોક, અકબર કે યુધિષ્ઠિર,—વિક્રમ, ભોજ કે હાતીમતાઇ—એવાનાં જીવન માનવતા જોડે એટલા સંકળાયેલાં હતાં, કે એમનાં જીવનકાર્ય જ એમનાં સ્મારક છે. એમનાં નામ તો સમકાલીન જ નહિ, પણ નહિ અવતરેલી પ્રજાનાં હૈયામાં યે કોતરાયા હોય છે. આ મહાનુભાવો તો કાર્યદેહે અને યશઃદેહે ચીરંજીવ જ છે. સ્મારકોની એમને જરૂર જ નથી.

પણ સંકુચિત ક્ષેત્રમાં અલ્પકાલીન સિદ્ધિ મેળવીને, નાના ક્ષેત્રમાં સુવાસ ફેલાવીને, જેમણે કાળસમુદ્રના કાંઠા પરની રેતીમાં

અલ્પજીવી પગલાં પાડયાં હોય તેમનાં એ મર્યાદિત પુરૂષાર્થની યાદ-ગીરી માટે સ્મારકોની જરૂર છે. જો કે આવી વ્યક્તિઓનું જીવન-કાર્ય જ અલ્પજીવી હશે તો એ સ્મારકોનું મૂલ્ય પણ શું છે? મીસરના મહાકાય પીરામીડો કયા સમ્રાટનું નામ પણ સંભરાવે છે? જગતભરમાં વેરાયેલાં સ્તૂપો, સમાધિઓ, સ્મારકસ્થંભો, શિલ્પકૃતિઓએ કોને માટે માનવહૃદયમાં ઊર્મીઓ ઉભરાવી છે.

તો પછી મહાત્માજીનાં સ્મારકનું શું? કાળસમુદ્રના તટ પરના કાળમીંઢ ખડકોમાં કોતરાયેલી થોડી ઘણી પદરેખાઓમાં એમની પદરેખા સર્વથી વધારે વજ્રલેખ છે. વિશાળ માનવતા છતાં મર્યાદિત ક્ષેત્રવાળા બીજા બધા વિરાટ પુરૂષો કરતાં એમનું ક્ષેત્ર વિશાળ હતું, એમનું જીવન ઘણાં વધારે રંગોથી રંગાયેલું હતું. એમની માનવતા પણ વધારે વિષયોને સ્પર્શી હતી. ધરિત્રી જીવે ત્યાં સુધી ના ભૂંસાય એવી પાદ પંક્તિ જેણે પાડી છે, એને કયો હૈયાફુટો ભૂલવાનો હતો, કે તેની યાદદાસ્ત ઉત્તેજવા સ્મારક જોઇએ? અને એવા કોઇ હોય, તો તેને સંભારાવે શો લાભ?

તો શું મહાત્માજીનું સ્મારક ના રચવું? રચવું, જરૂર રચવું. એનાંથી એમનાં સંભારણુ વધવાનાં નથી, પણ એ સ્મારક આપણને આશ્વાસન આપે, તેમની તરફનાં આપણાં નહિ કરેલાં કર્તવ્યની ઉણપ પુર્યાનો સંતોષ આપે, આપણી અધુરપની ઊર્મીને મૂર્ત સ્વરૂપ આપે, અને એ રીતે આપણાં હૃદયની વ્યથા હળવી કરે.

**સ્મારક શા માટે?** આમ ખરૂં જોતાં મહાત્માજીનાં સ્મારક રચવાં એ આપણા સ્વાર્થની વાત થઇ. પૂજ્ય બાપુજી જેવા મુક્ત આત્માને તો એની શું પડી હોય? જેણે વાંછા માત્ર જીતી હતી, જેનું એકજ વ્રત પારકી સેવા અને પારકા ઉદ્ધારનું હતું, તેને કીર્તિની ખેવના હોય, કે પ્રશંસાની વાસના હોય એમ માનવું તે એ અનાસક્ત યોગીનું અપમાન છે. જેણે જીવનમાં સત્તા, મહત્તા કે કીર્તિ ઝંખ્યા નથી, તેને મર્યા પછી કીર્તિ મળે કે ના મળે તેની શી પરવા હોય?

અને ઉપર જણાવ્યાં તેવા સ્મારકથી એના આત્માને શું? જગ આખાને ઉદ્ધારવાની જેને તમન્ના હતી, યુગ યુગથી દલિત માનવજાતને શાંતિ, આબાદી અને સુખમાં સ્થાપવાની જેની આકાંક્ષા હતી, ભૌતિક તેમજ આધ્યાત્મિક મરણના માર્ગ પર ધસી જતી કે હડસેલાતી માનવતાને સજીવન અને નિત્યજીવિત રહેવાનાં માર્ગ પર મુકવાની જેને તમન્ના હતી તેના આત્માને શું જંગી પ્રતિમાઓ, વિશાળ ઉદ્યાનો કે એવાં ગમે તેવા ભવ્ય ભૌતિક સ્મારકોથી શાતા વળશે ખરી? એનાં જીવનસંદેશના ઉપલકીઆ અભ્યાસથી, એની કીર્તિગાથાના રટણ કે પ્રવચનથી, કે એના બાહ્યઆચારનાં બાહ્ય અનુસરણથી એને તૃપ્તિ થયા સંભવ છે?

ના. દેહથી મુક્ત થયેલા એ આત્માને હવે દેહનાં—ઇંદ્રિયોનાં બંધન નડતાં નથી. મીઠા બોલોથી, અતિનમ્ર વર્તનથી, મનોભાવ છુપાવીને દાખવેલી અનુકૂળતાથી હવે એ છેતરાશે નહિ. નિર્બંધ વિચરતા એ આત્માની આગળ હવે દરેકનાં હૃદયનાં પડેપડ ખુલ્લાં હશે. એનાં હૃદયની વિશાળતાનો હવે ગેરલાભ લઈ શકાશે નહિ. એને જોઈશે નિર્દંભ અનુસરણ કે નિર્ભય, સૈદ્ધાંતિક મતભેદ સાથે અલ્પ પણ સાચાહૃદયનું કાર્ય. એ વગર એને શાતા વળશે નહિ.

પણ એથી શું એ સ્મારક રચ્યા વગર ચાલશે? એવા સ્મારકો વિના આપણાં આત્માઓ શાંત નહિ થાય. ઘેરા શોક અને કરૂણ આક્રંદથી છલબલતાં હૈયાંવાળાં સમસ્ત જગતને એવા સ્મારકો વિના શાતા વળશે નહિ. જે પુરૂષે આપણે માટે આટલું કર્યું, આટલું વેઠયું, જેણે જીવનની પ્રત્યેક પળે આપણો વિચાર કર્યો, તેનાં જીવતાં નહિં, તો મૂઆ પછી તો આપણે એમને માટે થોડુંક તો કરી લઈએ. ભલે જીવનમાં એમનાં ધ્યેય અને સિદ્ધાંતોને અનુસરવાના અખાડા કર્યા હોય, એમના વિચારોને અવગણ્યા હોય, એમની પ્રિયતમ ઇચ્છાઓથી વિરૂદ્ધ વર્તન કર્યું હોય—ભલે ને મોંઢાની અનુમતિ દર્શાવી, વર્તનમાં એમના આદેશ ના યે ઉતાર્યા હોય—પણ

થોડા ઘણા પૈસા—(અને એ મોટે ભાગે એનાં કાર્યને લીધે કે એનાં નામથી આડકતરી રીતે મળેલાં હોય)—આપી દેવાથી આ બધાનો બદલો મળી જતો હોય એવી ઊંડી ઊંડી ઇચ્છા આ સ્મારક રચવા પાછળ ઘણાનાં મનમાં હોય છે.

આમ ખરૂં જોતા આવાં સ્મારક એ આપણા આત્માની તૃપ્તિ માટે છે. એમાં આપણું તર્પણ છે—મહાત્માજીનું નહિ.

જો સ્મારક રચવામાં મદદ કરી આપણે સંતોષ માની લઇએ, કે આપણું કર્તવ્ય પુરૂં થયું છે, તો તેમાં આપણા આત્માને આપણે છેતરીયે છીએ; પણ એમાં જો ઊંડા ઊંડાયે અસ્પષ્ટ પસ્તાવો રહ્યો હોય, નહિ કર્યાનો અસંતોષ રહ્યો હોય, મહાત્માજીનાં ઋણનો સ્વીકાર રહ્યો હોય, એનાથી આપણો સ્વાર્થગ્રસ્ત આત્મા અલ્પાંશેયે જાગ્રત થાય તો એવાં સ્મારકોનું આત્મવિકાસમાં થોડું ઘણું મૂલ્ય છે. આ સત્ય સમજી લઇ સ્મારકો રચાય, અને એમાં ફાળો અપાય એ ઇષ્ટ છે.

પણ આવાં સ્મારકથી મહાત્માજી તરફનું આપણું ઋણ ફીટશે એમ રખે કોઈ માની લે. ઊલટું આ રીતે મનને શાતા આપી, હૃદયની વ્યથા ઉતારી નાંખી આપણે મહાત્માજીના અતિ ભારે ઋણભારને વધારીશું. એમનાં મરણ પછી પણ એમને નામે નજીવા કાર્યથી મેળવેલા સાંત્વનથી ઊલટાં આપણે એમના વધારે ઋણી થઇશું. એ ઋણ ફેડવાનો એક જ માર્ગ છે.—યથાશક્તિ, યથા-અવકાશ અને યથામતિ એમનું તપર્ણ કરવું તે.

**ઋણભાર**—આ તર્પણ એકલું એમના આત્માની તૃપ્તિ અર્થે નથી. એમણે એમનાં કાર્ય, વક્તવ્ય અને ઉદાહરણથી જગતના ઘણાંઓને મહાઋણમાં નાંખ્યા છે. એમનાં કાર્યો જ્યાં સુધી અધુરાં રહે, એમની માનવજાતને લગતી ઇચ્છાઓ વણપૂરી રહે ત્યાં સુધી એ ઋણભાર ફીટશે નહિં. જે જે વ્યક્તિ કે વર્ગનાં જીવન, માનસ અને આત્માને એમણે યત્કિંચિત પ્રકાશ આપ્યો હોય, જેનાં જેનાં

ભાર કાર્ય, અનુકંપા કે આશ્વાસનથી હળવાં કર્યાં હોય, તે સર્વેને માટે આ ઋણનો થોડો ઘણો બદલો વાળવાનું કર્તવ્ય ઊભું થાય છે. સ્મારકોથી તો ઊલટો એ ઋણભાર વધે છે. એટલે જ આપણે સ્મારકથી સંતોષાયે વળે એમ નથી. માટે દરેક વ્યક્તિ અને વર્ગ પોતા પર થયેલાં ઋણને સમજી લે, અને એ ઋણને ફેડવા પ્રયત્ન કરે.

**ઋણ ફેડવું કેમ?**— આ ઋણ સર્વાંશે તો જ્યાં સુધી એમનાં કાર્યો અધુરાં રહે, એમની ઇચ્છાઓ વણપૂરી રહે ત્યાંસુધી ફીટી શકશે નહિ. આ વસ્તુ પૂજ્ય બાપુજીના વિવિધ આદેશો અમલી બનાવવાથી અને એમનાં વિવિધ કાર્યક્રમો આગળ ધપાવવાથી બની શકે; અલબત્ત, દરેક જણ આ બધું ના કરી શકે. પણ મહાત્માજીનું જીવનકાર્ય અનેકમુખી હતું, માનવ કલ્યાણની ભિન્ન ભિન્ન જાતની અનેક પ્રવૃત્તિઓ તેમણે ઉપાડી હતી, અને એ માટે બીજી અનેક પ્રવૃત્તિઓ (એમનું ઇચ્છેલું આયુષ્ય મળે તો) ઊપાડવાની તેમની આકાંક્ષા હતી. વળી માનવતા,—માનવધર્મનાં એમણે દર્શન કર્યાં છે અને કરાવ્યાં છે. એ માનવતા જગતમાં ફેલાવવાની હતી. આ બધું જોતાં એમનું તર્પણ લાગે છે તેટલું અઘરૂં નથી; જેટલે અંશે એમનો બોધ જીવનમાં ઊતારાય, જેટલે અંશે એમના કોઇ પણ આદેશો અમલમાં મૂકી શકાય, તેટલે અંશે કાર્ય કરનાર માણસ પોતાનાં પરનું ઋણ તો ફેડી શકે છે. આ માટે ગાંધીજીનાં જીવનહેતુ, કાર્યક્રમ અને આદેશોની માહિતી જરૂરી છે.

પણ આ માહિતી મેળવવું પણ સહેલું નથી. એમનુ જીવનકાર્ય અને એમની ઇચ્છાઓ એટલા બધા ક્ષેત્રોને સ્પર્શતી હતી, કે એનું વર્ણન અને વિચારણા કરવા તો પુસ્તકો જોઇએ. છતાં એ અનેક-વિધ વસ્તુસંગ્રહમાંથી તરી આવતા મુખ્ય મુદ્દાઓ તો ઘણા થોડા છે, અને એની ટુંકી પણ સારગ્રાહી વિચારણા અઘરી નથી. એટલે હવે આપણે આ વિષય પર એવો વિચાર કરીએ.

# ૬. મહાત્માજીનું જીવનધ્યેય

મહાત્માજીની સમગ્ર પ્રવૃત્તિઓ અને પ્રવચનોનો વિચાર કરી એમાંનો સર્વમાન્ય અને મધ્યવર્તી દોર પકડીએ તો એક જ શબ્દમાં મહાત્માજીનું જીવનધ્યેય સમાઇ જાય છે—માનવદુઃખનાશ. જગતમાં વ્યાપેલી દરિદ્રતા, અસહાયતા અને અસમાનતા એમને દુર કરવાં હતાં. આ માટે એમનું લક્ષ્ય બને છે વિશ્વશાંતિ; અને વિશ્વશાંતિની સાચી અને કાયમી સ્થાપના માટે સત્ય અને અહિંસા એ બે વસ્તુઓની દૃઢ સ્થાપના થાય એ જરૂરી હતું. માટે જ એમણે સત્ય અને અહિંસા પર ભાર મુકયો હતો.

સત્ય અને અહિંસા માટે પુષ્કળ લખાયું છે. માનવતાના આ ઉચ્ચતમ આદર્શોનાં વખાણો સૌએ કર્યાં છે, છતાં લગભગ બધાએ એ આદર્શોને બીનવ્યવહારૂ, અશકય, અને માત્ર વાણીવિલાસના કે રાજનીતિના ખપ પૂરતા દાવ તરીકે જ ગણ્યા છે. એ જોતાં વિશ્વશાંતિની સ્થાપના માટે આ સિદ્ધાંતો શા માટે જરૂરનાં છે, તે આપણે જરા જોઇ લઈએ તો ખોટું નથી.

વિશ્વના રાષ્ટ્રો વચ્ચે થતા આવેલા વિગ્રહોના કારણોનાં મૂળમાં જોઈશું તો આપણને બે કારણો મુખ્યત્વે જડી આવશે. આર્થિક અસમાનતા અને શોષણ. આ વસ્તુઓ છે ત્યાં સુધી વિશ્વમાં શાંતિ સ્થપાય નહિ. હવે આ વસ્તુ નીભાવવામાં જેમને સ્વાર્થ છે એ વર્ગો રાજકારણનો ઉપયોગ પ્રજા પ્રજા વચ્ચે અવિશ્વાસ અને રોષ ઉપજાવવામાં કરે છે. આને માટે તેઓ કૂટનીતિ અને ઝેરી પ્રચારનો લાભ લે છે. જગભરનાં મુત્સદ્દીઓનાં એ બે મુખ્ય સાધનો છે.

હવે સત્યની સ્થાપના થાય તો આવી કૂટ :નીતિ ચાલે નહિ. જુઠાણાં પર નભનાર પ્રચારકાર્ય ખુલ્લું પડી જાય. અને જો પ્રજા-

એમાં અહિંસાનું તત્ત્વ દાખલ થયું હોય તો આવાં ઝેરી પ્રચારની પણ અસર થાય નહિ. આટલા માટે જ મહાત્માજીએ રાજકારણમાં આ બે વસ્તુઓ પર ભાર મૂકયો હતો.

સત્યની સ્થાપના એટલે માનવજાતમાં અસત્ય પ્રત્યે નફરત. જગતભરમાં આવી સર્વમાન્ય લાગણી પ્રવર્તતી હોય, તો કપટ નીતિથી કીર્તિ અને સત્તા પામતા મુત્સદ્દીઓને એવી નીતિ વાપરવાનો મોહ ના રહે. કારણ કે એમનું જરાપણ જુઠાણું પકડાય તો પ્રજા એમને તરછોડે. આથી આવા પગલાં લેવામાં ઉલટો એમને ભય રહે. આમ બને એટલે રાજકારણમાંથી જુઠાણું ઓછું અને ઓછું થતું જાય, પ્રસંગ આવે ત્યારે પણ જેને પક્ષે અન્યાય હશે તેનાથી પોતાની પ્રજાને જુઠાણાં દ્વારા ઉશ્કેરવાનું ફાવશે નહિ, આથી પ્રજા પ્રજા વચ્ચેનાં ઘર્ષણના ઘણાખરા પ્રસંગ દૂર થઇ જાય.

અને એમ છતાં પણ જે થોડા ઘણા ઘર્ષણના પ્રસંગો ઉપસ્થિત થાય, તેમાં પણ જો અહિંસાને જગતમાં પ્રતિષ્ઠા મળી હોય તો એવા ઘર્ષણોનો વિગ્રહ વગર જ નિકાલ આવે. કારણ કે અહિંસાની પ્રતિષ્ઠા એટલે જ વિગ્રહખોરીનો અભાવ, અને એને સ્થાને સમાધાન, તડજોડ કે છેવટે સમજુતીભરી ઉદારતા.

પણ જડવાદથી અંજાયેલા, અને વૈજ્ઞાનિક પ્રગતિથી દરવર્ષે નવીન વૈજ્ઞાનિક સિદ્ધિઓ વરતા માનવલોકમાં સત્ય અને અહિંસાનો પ્રચાર કરવો સ્હેલો નથી. અત્યાર સુધી આ વસ્તુઓના પ્રચાર માટે ધર્મ—સંપ્રદાય—ને સાધન તરીકે વાપરવામાં આવતા. પણ ઇશ્વરને ઇન્કારવાની અને અધ્યાત્મને અવગણવાની હદ સુધી આવી પહોંચેલાં માનવકુળને ઇશ્વર અને સંપ્રદાય એ દીલ બહેલાવવાના સાધન માત્ર રહ્યા છે. આ સંજોગોમાં માનવધર્મની પુનઃ સ્થાપના સિવાય સત્ય અને અહિંસા ફેલાય નહિ, અને એ ના ફેલાય ત્યાંસુધી વિશ્વશાંતિ સ્થપાય નહિ. માનવધર્મની પુનઃ સ્થાપના માટે જુનાં, આધિદૈવિક

માર્ગો આ જડવાદના જમાનામાં બહુ કામયાબ ન નીવડે એ ચોક્કસ છે. અત્યારે દેવ, ઈશ્વર, શ્રદ્ધા, પરભવનો ડર કે સ્વર્ગનો લોભ એ જગતના કેળવાયેલા વર્ગ આગળ રજુ કરવાથી ધર્મની પુનઃ સ્થાપના થાય એ શક્ય નથી. અત્યારે તો માનવતાની પ્રતિષ્ઠા જડવાદને સ્વીકાર્ય એવા આધિભૌતિક બળો અને પરિણામોથી જ થઈ શકે, આમ આધિભૌતિક તત્વ પર ધર્મની પુનઃ પ્રતિષ્ઠા કરવાનો વિષમ-કોયડો ઉભો થાય છે. આ કોયડો ઉકેલવાનો ભગીરથ અને યશસ્વી પ્રયત્ન એ મહાત્માજીનું જીવનકાર્ય થયું. એ જીવનકાર્ય ભિન્નભિન્ન પ્રકારની પ્રવૃત્તિઓ દ્વારા અને અનેક પ્રકારના પ્રયોગો દ્વારા વ્યક્ત થયું છે, છતાં એનું એક જ લક્ષ્ય રહ્યું છે—સત્ય અને અહિંસાની જગત્વ્યાપી પ્રતિષ્ઠાની સાધના. આપણે હવે ગાંધીજીનાં એ જીવન-કાર્યની સાધના પાછળની વિચારણા અને એમાં મળેલી સિદ્ધિઓ જોઈ જઈએ, એટલે શું શું કરવાનું હજી બાકી છે, શું કરવાથી એમનું તર્પણ થઈ શકે એ આપણને સમજણ પડે.

# ૭. જીવનલક્ષ્યમાં અંતરાયો

પોતાનું જીવન ધ્યેય નક્કી કર્યા પછી પોતાના જીવનનો કાર્યક્રમ ઘડવામાં મહાત્માજીએ જે ઝીણવટ અને બુદ્ધિ વાપર્યા છે, માનવ સ્વભાવનું તલસ્પર્શી જ્ઞાન દાખવ્યું છે, અને એ ભગીરથ કાર્યક્રમ માટે જોઈતી જે અખૂટ શ્રદ્ધા બતાવી છે એ ખરેખર અદ્‌ભૂત છે. જેને માટે જગતમાં કોઈને માન નહોતું, જેને વિષે જગતમાં અજ્ઞાન હતું, એવા પરતંત્ર હિંદુસ્તાનમાં સકારણ હિણાયેલી હિંદુ કોમમાં એમનો જન્મ હતો. હિંદમાં યે ગુજરાતના વતનીઓ માટે ઉંચો મત નહોતો. ઈતર પ્રાંતના લોકો ગુજરાતીઓને મતલબી, પોચા અને માત્ર વ્યાપારની જ આવડતવાળા માનતા. ગુજરાતીમાં બુદ્ધિ, વિદ્યા, સાહસ કે સ્વાતંત્ર્ય માટે પ્રેમ હોય જ નહિ, ગુજરાતીઓમાં લડવા, વેઠવા કે મરવાની તાકાત હોય જ નહિ એવી સાર્વત્રિક માન્યતા હતી. તેમાં યે ગુજરાતમાં કાઠીઆવાડી માટે માન નહોતું. કાઠીયાવાડી કાર્યકર્તાઓ પર લોકો શંકાની નજરે જોતા. નાનાં નાનાં રજવાડાઓમાં વહેંચાયેલી એ પ્રજામાં અસ્મિતાનો સદંતર અભાવ હતો.

અને સ્વભાવે ભીરૂ ગણાતી હિંદુ કોમમાં વાણીઆનું નામ ભીરૂતામાં પહેલું આવતું. વાણીઆમાં તો વાણીઆગત જ હોય, જરાયે જોખમ કે ભય લાગે એટલે વાણીઆને 'ફેરવી તોળતાં' કે 'પાઘડી ફેરવતા' વાર લાગે જ નહિ, વાણીઓ તણાય તો યે લોભે લાભે જ તણાય, આવી આવી એ જ્ઞાતિની ભીરૂતા અને સ્વાર્થીપણા વિષેની લોકરૂઢ માન્યતાઓ હતી. આ સંજોગોમાં એક કાઠીઆવાડી વણિક જગત આખાની નેતાગીરી માટે મથવાનો વિચાર કરે એ વસ્તુ જ અદ્‌ભૂત છે!

અને એને અંતરાયો એ કેટલા ઓળંગવાના હતા? ઉપર જણાવેલી કોમ અને પ્રાંત પરત્વેની જન્મથી મળેલી અગવડ તો

હતી જ. સાથે સાથે કુદરતે નબળું શરીર અને શરમાળ સ્વભાવ આપ્યા હતા. સાથે સાથે સમય પણ ખૂબ જ પ્રતિકૂળ હતો. દેશભરમાં નાસ્તિકતા અને અંધશ્રદ્ધાની ઘોર અથડામણ હતી. પશ્ચિમની કેળવણીએ રાષ્ટ્રીય અસ્મિતાના પાયા તોડવા માંડયા હતા, હિંદુત્વની હાંસી અને હાની થતી જતી હતી, અને જગતભરમાં જડવાદનું જોર જામી ગયું હતું. તાજેતરમાં જ સિદ્ધ થયેલા ડાર્વીનના ઉત્ક્રાંતિવાદે, ભૂસ્તર, ખગોળ અને અન્ય ભૌતિક શાસ્ત્રોમાં મળેલી અપૂર્વ સિદ્ધિઓને લીધે, યુરોપમાંથી ખ્રિસ્તી ધર્મ પરની શ્રદ્ધા ઉડી જવા માંડી હતી. ઇસ્લામની બેહાલી પણ એ અરસામાં પુરી થઈ હતી. અફઘાનીસ્તાન, ઇરાન, મોરોક્કો અને મીસર યુરોપના આશ્રિત બન્યા હતા. તુર્કી તો યુરોપની દયા પર જીવતું હતું. બૌદ્ધ ધર્મવાળા દેશોમાં જાપાન સિવાય બધાની દશા બેહાલ હતી.

અને જાપાને તો પૌર્વાત્ય સંસ્કારો ત્યજી પશ્ચિમના જડવાદને રગેરગ પચાવવા માંડયો હતો. હિંદુ ધર્મવાળા હિંદુસ્તાનની દશા તો એ સૌથી એ બદતર હતી. રાજકિય, આર્થિક, માનસિક અને આધ્યાત્મિક ગુલામીમાં જકડાયેલો એ દેશ ઝડપથી પોતાનું વ્યક્તિત્વ જ ગુમાવતો જતો હતો.

આ સાથે ગાંધીજીનો ધર્મો વિષેનો અભ્યાસ તે વખતે ઉપરછલ્લો હતો. નવા ધર્મના સંસ્થાપકમાં જોઇતી ઝનુન તેમના સ્વભાવમાં જ નહોતી. નવા ધર્મની વિચારણાનું સાહિત્ય પણ નહોતું, અને સંપ્રદાયોથી ખદબદતા આ દેશમાં નવા સંપ્રદાયનું જરાએ મહત્વ નહોતું.

આમ સ્થળ અને કાળ પ્રતિકૂળ હતા, શરીર અને મગજ પુરતાં તૈયાર નહોતા. સંસારની જવાબદારીઓ પણ નાની સુની નહોતી. ધનનાં ઠેકાણાં નહોતા. સમધર્મીઓનો અભાવ હતો. આવી સર્વમુખી કારમી પ્રતિકૂળતાઓ છતાંયે ધર્મ સંસ્થાપનનો સંકલ્પ તો શું, પણ સ્વપ્નેય સેવવાં એ એક જ વસ્તુ મહાત્માજીની મહત્તા, આત્મવિશ્વાસ, અને અડગતાનો પૂરાવો આપે છે. •

એવો સંકલ્પ કર્યા પછીએ એમનું હૈયું નહિ ડગ્યું હોય ? સ્વપ્નાં સેવે, કે સંકલ્પ કર્યે કાંઈ કાર્યો થાય છે ? નાનાં મોટાં દરેક કાર્ય માટે સાધનો જોઈએ. સાધનોના ઉપયોગનું જ્ઞાન જોઈએ. એ જ્ઞાનને અમલી બનાવવા અવિરત શ્રમ જોઈએ. તેમાં જ્યારે લોકોની માન્યતાઓમાં ધડમૂળથી પલટો લાવવા માટે કાર્ય કરવું હોય તો તો મુશ્કેલી અનેક ગણી વધી જાય છે.

કોઈપણ જાતના પ્રચાર માટે બે વસ્તુઓ તો જોઈએ જ. એક તો પ્રચારકને સાંભળનાર શ્રોતાગણ. બીજું શ્રોતાઓને ગળે ઉતરે એવી જાતનો પ્રચાર. મહાત્માજી ધર્મવિમુખ થયેલી અને જડવાદથી અંજાયેલી જગતની જનતાને બોધવા માંગતા હતા. આવી જનતાને પહેલાં તો તેમની તરફ આકર્ષવાની હતી, તેમનું સાંભળે એમ કરવાનું હતું, અને પછી પોતે જે સિદ્ધાન્તોનો પ્રચાર કરે તે સાચા છે, કામયાબ છે, અને તેને સ્વીકાર્યા વગર નહિ ચાલે એટલી એમને ખાતરી કરી આપવાની હતી. એટલે કે એકલા સિદ્ધાંતનું પ્રતિપાદન કે તર્કથી સમર્થન કરે ન ચાલે. એને વિષે ભાષણો કે ચર્ચાઓ કર્યે કે લેખો કે પુસ્તકો લખ્યે પણ ન ચાલે. લોકો સામે તો એ સિદ્ધાંતોનો પ્રત્યક્ષ બોધપાઠ રજુ કરવો જોઇએ. એ બોધપાઠથી એ સિદ્ધાંતોની કસોટી થવી જોઇએ, એ કસોટીમાં એ સિધ્ધાંતો પાર ઉતરવા જોઇએ. આટલું થાય ત્યારે આ મહાકાર્યનો પહેલો તબકકો પુરો થાય.

પણ આટલું થાય તો પછી કાર્યસિદ્ધિ માટે અનુકુળતાઓ ઉભી થાય. પછી ધન મળે, કાર્યકતાઓ મળે અને સૌથી વધારેય અગત્યનું તો એ છે, કે બહાર પ્રતિષ્ઠા મળે; જેને અંગે શ્રોતાઓનું વર્તુલ વધે, કાર્યમાં આવેગ આવે. પણ આ બધું પ્રારંભિક તબકકો સફળતાથી પુરો થાય તો બને.

આ માટે પહેલાં નાનું પણ અનુકૂળ ક્ષેત્ર લેવું જોઇએ. તેમાં આ સિદ્ધાંતોની કસોટી કરવી પડે. પછી ક્ષેત્ર વધારી આગળ વધાય.

આ બધા મુદ્દાઓ ધ્યાનમાં રાખી મહાત્માજીએ પોતાનાં જીવનનો કાર્યક્રમ ઘડ્યો. એ કાર્યક્રમ ઘડવા પાછળ ઉપરની વિચારણા સ્પષ્ટ દેખાઇ આવે છે.

એમણે જોયું કે જગત આગળ પોતાનાં વિચારો રજુ કરવા હશે તો પોતે આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા મેળવવી પડશે. આવી પ્રતિષ્ઠા માટે પહેલાં પોતાની અને પોતાના સિદ્ધાંતની દેશવ્યાપી ખ્યાતિ થવી જોઇએ. પણ એ ખ્યાતિ એકલી વિચારક કે પ્રચારક તરીકેની હોય તો ન ચાલે. એ ખ્યાતિ કાર્યકર્તા તરીકેની જોઇએ. વિચારકો તો દર પેઢીએ પાકે છે. પ્રચારકો દર દશકે પ્રગટે છે. સંગીન કાર્યદ્વારા એ સિદ્ધાંતોનું સત્ય પ્રજા સમક્ષ રજુ નહિ થાય તો જગતનાં ઢગલાબંધ પ્રચાર અને વિચાર સાહિત્યમાં ઉમેરો કર્યા સિવાય બીજું કાંઈ દળદર ફીટે નહિ

અને જમાનો રાજકિય અને સામાજીક કાર્યનો હતો, ધાર્મિક કાર્યનો નહિ. જગતભરમાં શાખાઓ નાખી સર્વધર્મસમન્વયનો અગાધ વિદ્વત્તાપૂર્ણ અને સતત કાર્યશીલ પ્રયત્ન થીઓસોફીકલ સોસાયટીએ કર્યો હતો, અને એ પ્રયત્ન કાર્યફળની દૃષ્ટિએ નિષ્ફળ ગયો હતો. આથી ગાંધીજીએ ધાર્મિક પ્રચારને રાજકિય અને સામાજીક કાર્યમાં ગુંથી દીધો, અને જગત અને દેશનાં રાજકિય અને સામાજીક પ્રશ્નોના ઉકેલના પાયા તરીકે પોતાના સિદ્ધાંતો રજુ કરી, તેને જગત્વ્યાપી કરી શકાય એ ધોરણ પર એમણે પોતાના જીવનનો કાર્યક્રમ નક્કી કર્યો.

જેટલી ભવ્ય આત્મનિષ્ઠાથી એમણે જીવનધ્યેય નક્કી કર્યું એથી વધારે ભવ્ય પ્રતિભા—genius—થી એમણે પોતાનો દૂરગામી કાર્યક્રમ નક્કી કર્યો, માનવચિત્તને આકર્ષતી ત્રણ વસ્તુઓ—નવીનતા, ગૂઢતા અને સાહસ—( Novelty, mystery and daring ) આ કાર્યક્રમમાં સમાયેલા હતા. નવીનતાથી કુતૂહલ પ્રેરી, ગૂઢતાથી

આકર્ષીને તેમના કાર્યક્રમમાં રહેલાં સાહસ અને નીડરતાએ લોકોને મંત્રમુગ્ધ કર્યા, અને અવિરત કાર્યશીલતા, અડગ આત્મવિશ્વાસ અને સતતજાગ્રત કાર્યદક્ષતાને લીધે એ ભગીરથ કાર્યક્રમ એમણે લગભગ પુરો પાડયો. એમણે વાંછેલું સવાસો વર્ષનું આયુષ્ય એમને મળ્યું હોત તો માનવજાતના કાયાપલટનો–વિશ્વબંધુત્વ, સહકાર, સુજનતા અને શાંતિની સ્થાપનાનો એમનો આખો કાર્યક્રમ પાર પડત, અને એ રીતે જગતભરમાં સુવર્ણયુગની સ્થાપના થાત, એ બાબતમાં જેમણે દૂરથી, તટસ્થ રહીને, તેમના હાથે થયેલા ઇતિહાસના અભિનવ અખતરાનો દરેક તબક્કો ધ્યાનથી જોયો છે તેમને તો ખાત્રી છે. અત્યારે કાળે આપણી ક્રૂર મશ્કરી કરી એમનું કાર્ય અધવચ્ચે અધુરૂં રખાવ્યું છે, છતાં સન્નિષ્ઠા, તપ અને બલિદાનનાં કાંઈ પણ મૂલ્ય હોય તો એ અધુરો કાર્યક્રમ પુરો પાડનારા બીજાઓ નીકળશે એવી શ્રદ્ધા રાખવી અસ્થાને નથી.

આ બધું સમજવા માટે આપણે હવે એમના કાર્યક્રમો સમજી લઈએ.

## ૮ મહાત્માજીનો રાજકિય કાર્યક્રમ

ઉપર જણાવેલા અંતરાયો, સંજોગો અને આવશ્યકતાઓનો વિચાર કરતાં ગાંધીજીના જીવન ધ્યેયની સિદ્ધિ માટે ત્રણ આવશ્યકતાઓ ઉભી થઇ હતી. (૧) હિંદે તેમનો સંદેશ ઝીલવો જોઇએ, જે સિવાય જગતમાં તેમના સંદેશનો યોગ્ય આદર થાય નહિ. (૨) હિંદમાં આ સંદેશના પરિણામે એવું ફળ પ્રાપ્ત થવું જોઇએ, કે જેથી એ સંદેશ બીનવ્યવહારૂ, તરંગી કે માત્ર બુદ્ધિવિલાસને યોગ્ય ગણી શકાય નહિ, પણ એની વ્યવહાર અને રાજકારણમાં અસરકારકતા સ્પષ્ટ થાય. (૩) આ પ્રમાણે થાય પછી એ સિદ્ધાંતનો જગતનાં રાજકારણમાં પ્રવેશ કરાવાય. આ માટે નીચેની રાજકિય સિદ્ધિઓ નવી પદ્ધતિથી ક્રમવાર સધાય એ જરૂરનું હતું.

(૧) હિંદની આઝાદીની પ્રાપ્તિઃ કારણકે તેનાં વગર જગતમાં હિંદને પ્રતિષ્ઠા મળે નહિ, અને એ વગર હિંદના કોઈ પણ નેતાના વચનો પર જગત બરાબર ધ્યાન આપે નહિ.

(૨) હિંદમાં અવિભક્ત, એકરાગી, શોષણવિહિન તંત્રની સ્થાપના, જેથી જગતને વિભિન્ન સંસ્કારો, જુદી જુદી જરૂરીયાતો, અને જુદા જુદા સંજોગો હોવા છતાં સમાધાન, તડજોડ અને પરસ્પર વિશ્વાસથી સહકાર કરી, તે દ્વારા સર્વના અભ્યુદયની સિદ્ધિનું દૃષ્ટાંત પુરૂં પડાય, એટલું જ નહિ, પણ આવી રીતે બળવાન થયેલું હિંદ સબળની અહિંસાના પ્રત્યક્ષ બોધપાઠ પુરા પાડી, આંતરરાષ્ટ્રીય રાજકારણમાં યોગ્ય દોરવણી આપવા શક્તિમાન બને.

(૩) આ બે વસ્તુ સાધવાથી મળેલી પ્રતિષ્ઠા, અને પ્રગટેલી

શક્તિના પીઠબળથી વિશ્વમાં સમુદાયતંત્રની રચના થાય, જેમાં સ્પર્ધાને સ્થાને મૈત્રી ભરી સરસાઈવાળો સહકાર, હઠાગ્રહી, અહં-ભાવી મમત્વને સ્થાને સૌજન્ય અને ન્યાયપૂર્ણ ઉદારતા, અને કુટીલ રાજનીતિના પ્રપંચોને બદલે મર્દાનગીભરી માનવતા જગતનાં રાજ-કારણના પ્રધાનમંત્રો બને.

વિશ્વમાં પ્રેમ, સહિષ્ણુતા અને માનવતાના પાયા પર વિશ્વ-શાંતિ અને બંધુત્વની સ્થાપનાનાં મહાત્માજીનાં અંતીમ લક્ષ્ય સાધવા માટેના રાજકિય કાર્યક્રમનું આ ઉપરછલ્લું પૃથક્કરણ છે. આ ત્રણ પગલાથી એ વિરાટ માનવીને વિશ્વ માપવું હતું. એમાંનું પહેલું પગલું એણે પુરૂં કર્યું હતું, બીજા માટે એણે પગ ઉપાડયો હતો, અને ત્યાં તો એનાં અણધાર્યાં પ્રયાણ થયાં! હવે એ પછીનો કાર્યક્રમ પુરો થાય એ ય વર્તવાનું આપણું—એમની સિદ્ધિનાં વારસોનું—કર્તવ્ય છે.

પણ મહાત્માજી નાં જીવનલક્ષ્યની સાધના માટે જેમ આ રાજકિય કાર્યક્રમની સિદ્ધિ અનિવાર્ય હતી, તેમ એ કાર્યક્રમને સાધવાને નવા રસ્તાઓની જરૂર હતી. શસ્ત્રબળથી કે હિંસામય પ્રવૃત્તિથી હિંદને આઝાદ બનાવી, હિંદનાં માનવબળ અને સાધન સંપત્તિનું વૈજ્ઞાનિક ઢબે શસ્ત્રીકરણ કરી જગતના રાજકારણમાં હિંદ મહારાજ્યોમાં યે અગ્રણીપદ મેળવી શકે કારણ કે વસ્તીમાં હિંદ માત્ર ચીનથી ઉતરે છે. સાધનસંપત્તિમાં માત્ર અમેરીકાથી ઉતરતું છે, અને ભૌગોલિક રક્ષણાત્મક પરિવરોમાં તો આ બન્નેથી ચડીઆતું છે. પણ આ પ્રમાણે આંતરરાષ્ટ્રિય નેતાગીરી કાંઈ વિશ્વશાંતિ સ્થાપે નહિ, એનાથી કૈં વિશ્વના રાજકારણમાં પ્રવર્તતી જોર તલબી, અને આંતર રાષ્ટ્રિય વ્યવહારોમાં પશુબળને મળેલી પ્રતિષ્ઠા નાશ પામે નહિ. આથી જ ગાંધીજીએ ભાર મુકી કહ્યું હતું કે 'મારે મન આઝાદી કરતાં અહિં-સાની સ્થાપના મુખ્ય વસ્તુ છે; અહિંસા વગર અથવા હિંસા દ્વારા મેળવેલા સ્વરાજ્ય કે સ્વાતંત્ર્યની મને ઇચ્છા નથી.' આ માટે જ

હિંદ આઝાદ થયા પછી તેને અવિભક્ત, એકરાગ અને વ્યવસ્થિત કરવા માટે પણ કોઈ પ્રકારની બળજબરી કે દબાણ કરવું એમને મતે ઇષ્ટ ન ગણાય, કારણ કે વિશ્વના રાજકારણમાં જે અભિનવ સિદ્ધાંતો એમને સ્થાપવા હતા, તે આ પછી સ્થાપી શકાય નહિ. મહાત્માજીની આ વિચાર સરણી સમજી વઈએ, તો જ એમનાં ત્રણે રાજકારણી ધ્યેયની સિદ્ધિ માટે એમણે જે રચનાત્મક કાર્યક્રમને હમેશા મહત્ત્વ આપ્યું છે, તે સમજી શકાશે. એટલું જ નહિ પણ આ રચનાત્મક કાર્યક્રમના પાયામાં રહેલા મૂળભૂત સિદ્ધાંતો સમજી શકાશે.

## ૯. મહાત્માજીનો રચનાત્મક કાર્યક્રમ

મહાત્માજીના રચનાત્મક કાર્યક્રમના બે વિભાગ પાડી શકાય. સામાજીક અને આર્થિક. માનવજાતનાં ઘણાંખરાં દુઃખોનું મૂળ સામાજીક અને આર્થિક અસમાનતામાં રહેલું છે. આ અસમાનતા, વિદ્વેષ, વર્ગ-વિગ્રહ, વેરઝેર, સત્તાલોભ વગેરે રાજકારણને દૂષિત કરનારાં અને અર્થકારણને વધારે કુટીલ બનાવનારાં પરિબળો ઉત્પન્ન કરે છે, અને જુદા જુદા વર્ગોનો નૈતિક અને આધ્યાત્મિક હ્રાસ કરનારી લાઘવ અને ગૌરવ ગ્રંથીઓ પ્રગટાવે છે, ખોટી દીનતા, અશ્રદ્ધા, અંધશ્રદ્ધા, અને મિથ્યાભિમાન પોષે છે, અને એ રીતે સ્વમાન, સંયમ અને સ્વસ્થતાથી જ પ્રગતિ સાધી શકે એવી માનવતાના મૂળ ધીમે ધીમે નબળા પાડી, માનવને પશુતા તરફ ધકેલે છે.

આવી અસમાનતાને દૂર કરવા માટે જગતના ઇતિહાસના આરંભોથી પ્રયત્ન થયા છે. એની વિરૂદ્ધ પયગંબરો અને ધર્માચાર્યોએ પ્રચાર કર્યો છે. પણ અશોકના એકમાત્ર અપવાદ સિવાય એ પ્રચારે રાજકારણ પર કશી અસર પાડી નથી. ઉલટું, કેટલીક વાર તો આવા પ્રચારોએ નવા પક્ષો સ્થાપી રાજકિય વાતાવરણમાં ઘર્ષણ ઉમેર્યું છે.

અને એ અસમાનતાના પ્રતિકાર માટે જે રાજનૈતિક ઉપાયો લેવામાં આવ્યા છે, તેણે માત્ર એક પ્રકારની અસમાનતાના બદલે બીજી પ્રકારની ઉભી કરી છે, કારણ કે એ ઉપાયોના સાધન તરીકે એ જગજૂના પશુબળ, શસ્ત્રબળ કે કૂટનીતિ નો ઉપયોગ થાય છે. પરિણામે કલેશ, વિગ્રહ અને અસંતોષ તો દૂર થતાં જ નથી. માત્ર શોષકો અને શોષિતોમાં સ્થાનફેર થયાં કરે છે.

આથી ગાંધીજીએ આખો પ્રશ્ન જુદી રીતે ઉકેલવા ધાર્યું. જો આ અસમાનતા નૈતિક સાધનોથી દૂર થઈ શકે તો જ એને ફરીથી પ્રગટતી અટકાવાય. આ માટે એમણે સામાજીક મૂલ્યો બદલવાનું નક્કી કરી સામાજીક અને આર્થિક કાર્યક્રમ ઘડયા. એની વિગતવાર વિચારણા પછીથી કરવા વિચાર હોવાથી એનો અત્યારે તો માત્ર અંગુલિ નિર્દેશ કરવામાં આવે છે.

આ મૂલ્ય પરિવર્તન માટે તેમણે કરેલા પ્રયાસના પાયારૂપ સિદ્ધાંતો તો મનુષ્યોમાં ધર્મ વિચારણા શરૂ થઈ તેટલા જૂના છે. પણ મહાત્માજીએ માત્ર વિચારણામાં જ રહેલા એ સિદ્ધાંતોને ભૌતિક સપાટીએ ઉતારી જીવી બતાવ્યા, એટલું જ નહિ પણ જીવનમાં કેવી રીતે ઉતારી શકાય તે બતાવ્યું. આ રીતે ધર્મને માત્ર ફુરસદનો જ નહિ પણ સકળ પ્રવૃત્તિને આવરી લેતો બનાવી, તેમણે ધાર્મિકતાને વ્યવહારૂ રૂપ આપ્યું.

તેમનાં સામાજીક મૂલ્યો બહુ ટુંકાણમાં વર્ણવી શકાએ એમણે જોયું કે શોષણ પાછળનો હેતુ સત્તા અને સત્તા દ્વારા ધન મેળવવાનો છે. ધન પાછળ પ્રધાન હેતુ શરીર શ્રમ વગર ગુજરાન અને આરામ મેળવવાનો છે. આ ઉપરાંત મોટાઈનો લોભ, લોકોને આંજવાને શોખ વગેરે આ સત્તાને ધનની સાઠમારીના કારણરૂપ હોય. આથી એમણે જૂનાં છતાં વ્યવહારમાં નવા આદર્શો રજુ કર્યા.

એમણે સંયમ, સાદાઈ અને શ્રમની મહત્તા પુનર્જીવિત કરી, અને સામાજીક કે પ્રજાકિય નેતાગીરી માટે એમને આવશ્યક ગણ્યાં. આ રીતે એમણે ધન, વિદ્યા કે વંશાનુગત લાગવગને અપાતું વધારે પડતું મહત્ત્વ દૂર કરી, રાજકારણમાં નવાં મૂલ્યો આપ્યાં.

આ સાથે સત્ય અને અહિંસાને આચારમાં મૂકવાની પ્રજાને ટેવ પાડવાની હતી. રાજકારણી પ્રગતિ આ સાધનોથી સાધવાની.

અને પ્રજા પરદેશી પાસે હક્કની માંગણી ત્યારે જ કરી શકે, કે તે પોતે બીજાઓના હક્કને સમાલતી હોય. મહાત્માજીનાં ચતુર્વિધ રચનાત્મક કાર્યક્રમો પ્રજાની સત્ય, ન્યાય અને અહિંસામાં તાલીમ આપવા રચાયા હતા.

એ તાલીમ મેળવ્યા પછી, પ્રજા રાજકિય ક્ષેત્રમાં આગળ વધી શકે. રાજકારણમાં એમણે સત્યાગ્રહની સ્થાપના કરી, તે માટે પણ આવી તાલીમની જરૂરીઆત હતી.

અને પ્રજામાં વ્યાપેલી સમૂહગત અને વ્યક્તિગત નિર્બળતા જોતાં આવી તાલીમ પણ વ્યક્તિગત અને સમૂહગત હોવી જોઇએ. આથી ગાંધીય* વિચાર સરણી અને કાર્ય પ્રણાલી આ ધોરણ પર રચાઈ હતી.

સમૂહગત વિકાસ માટે સત્ય, અહિંસા, સમાનતા સ્થાપવાની જરૂર હતી. શિસ્ત, સહિષ્ણુતા અને સ્વમતઆગ્રહની આવશ્યકતા હતી.

વ્યક્તિગત વિકાસ માટે સ્વાશ્રય, સુજનતા, અને સમતાની જરૂર હતી. સ્વમાન, શિસ્ત અને નિયમબદ્ધતા આવશ્યક હતા.

મહાત્માજીના સામાજીક કાર્યક્રમો પાછળની આ વિચારસરણી હતી

અને આર્થિક કાર્યક્રમોમાં નૈતિક મૂલ્યો અને માનવતાને મહત્ત્વ એમણે આપ્યું. પાશ્ચિમાત્ય અર્થશાસ્ત્ર અર્થકારણમાં માનવતાનું મહત્ત્વ સ્વીકારે છે, ખરૂં. પણ એની કાર્યપ્રણાલી માં એ મહત્ત્વ પર ધ્યાન રહ્યું નથી. એની વિચાર સરણીમાં વ્યક્તિને ભોગે સમૂહનો વિકાસ

---

* 'ગાંધીય' (Gandhian) શબ્દ પૂજ્ય મહાત્માજીની અંગત બાબતોને માટે મેં યોજ્યો છે. એમના વિચારો, સિદ્ધાંતોને જુદી જુદી રીતે ઘટાવી એમના વિશાળ અનુયાયી વર્ગે જે કાંઇ કહ્યું, કે કર્યું હોય તેને ગાંધીવાદી (Gandhist) શબ્દે આપણે ઓળખીશું.

સાધવા પર લક્ષ્ય અપાયું છે. ગાંધીય વિચારસરણીમાં 'માણસ' મહાન છે. એની આવશ્યકતાને પ્રથમ સ્થાન છે. એનો વિકાસ એ સૌથી અગત્યની વસ્તુ છે.

મહાત્માજીના આર્થિક કાર્યક્રમ પાછળનું મુખ્ય દૃષ્ટિબિંદુ આ છે.

અલબત્ત ગાંધીય વિચારસરણીમાં મતભેદને અવકાશ હોય. ગાંધીય કાર્ય પ્રણાલી વિષે વિગતોમાં વિરોધ પણ હોય. પણ જે વસ્તુનાં ઉપરછલ્લા અને મોટે અંશે બાહ્ય સ્વીકાર અને આચરણથી અકલ્પ્ય સિદ્ધિ સાંપડી છે, તેને સંપૂર્ણ છણાવટ સિવાય અલ્પાંશેયે ઉવેખાય નહિ.

## ૧૦. મહાન છતાંયે માનવ

પણ આ છણાવટ કરતી વખતે આપણે ભૂલવું ન જોઈએ કે મહાત્માજી માનવી હતા. એ મહામાનવે અપ્રતિમ સિદ્ધિઓ સાધી હતી, એ ખરું. પણ દેવત્વનો એમણે ઈન્કાર કર્યો છે. પોતાને દેવત્વ આરોપાય એનો વિરોધ કર્યો છે. અને એમને દેવત્વ અર્પવામાં એમનું અપમાન છે, એમની સાધનાનું અપમાન છે, અને આપણે માટે ભ્રામક છટકબારી ઉભી થાય છે.

મહાત્માજી સર્વાંશે માનવ હતા. પ્રત્યેક માનવીમાં રહેલી પશુતા, અને એનાથી પ્રગટતી નિર્બળતા અને દાનવતાનાં અંશો ધીમે ધીમે ઘસી નાંખીને એમણે દુઃસાધ્ય એવી સુમાનવતા સાધી હતી. આમ સર્વાંશે માનવ એ અલ્પાંશે માનવતા ધરાવતા આપણને મંત્રમુગ્ધ કરે, આપણને એમનું વ્યક્તિત્વ દુર્બોધ અને દૈવી લાગે એ સાહજીક છે. છતાં કલ્પનાનાં દેવોમાંયે જે મહા માનવતા જવલ્લે જ મળે છે, એ મહા માનવતાની એમની સિદ્ધિ એમને માનવ ગણીએ તો આપણને વિકાસપ્રયત્ન માટે જે ઉત્સાહ આપે તે એમને દેવ ગણવાથી મળે નહિ.

આથી જ મહાત્માજીને મહાન છતાંયે માનવ ગણી એમનાં સિદ્ધાંતોની વિચારણા કરીએ, તો જ એમનાં કથનોમાં જે પરસ્પર વિરોધી અસંગતતા અને કોકવાર અવૈજ્ઞાનિકતા લાગે છે, તેનો ઉકેલ જડે.

દેવોમાંયે દૂષણો કલ્પાયાં છે, નિર્બળતાઓ મનાઈ છે, એમની શક્તિ અને સિદ્ધિને મર્યાદાઓ છે. માનવને તો આવી અનેક મર્યાદાઓ રૂંધે છે, એને દેહગત વાસનાઓ, લાગણીઓ અને બંધનો છે. એને વંશાનુગત માન્યતાઓ અને પૂર્વગ્રહો છે. એને પરિવરોથી ઉપજતાં માનસિક આઘાત પ્રત્યાઘાતો હોય છે. આ સર્વને ઝીલી, પચાવી, એના ઉપર સરસાઈ મેળવી જેટલે અંશે માનવી

પોતાને પોતાનાથી મહાનમાં સમાવે, એ મહાનને પોતાનામાં સમાવે, એટલે અંશે એ યોગી.

ગીતામાં કહ્યું છે, કે

आपूर्यमाणमचलप्रतिष्ठं
समुद्रमापः प्रविशयन्ति यद्वत् ।
तद्वत्कामा प्रविशन्ति यस्मिन्
स शांतिमाप्नोति न कामकामी ॥

'ભરાતાં જતાં છતાં અચળ સ્થિતિવાળા સમુદ્રમાં જેમ નવા પાણી ( પ્રતિ પળ ) દાખલ થતાં જાય છે, તેવી રીતે જેના અંતરમાં વાસનાઓ પ્રવેશે છે તે શાંતિ પામે છે; કામનાની ઇચ્છાઓવાળો નહિ.'

આ શ્લોકમાં માનવતાની સુંદર મર્યાદા બતાવી છે. કામનાનો નાશ નહિ પણ જય કરવાનો છે. એટલે દરીયામાં જેમ પાણી ભરાતું જ જાય, છતાં તે કદીયે મર્યાદા ના ચુકે તેમ સંસારના આઘાતો, શરીરગત નિર્બળતાઓ અને આસપાસના સંજોગોની અસરથી ઉપજતા આવેશોને સદા સર્વદા ઝીલતા રહી જે માનવી એ વસ્તુઓથી ક્ષુબ્ધ થાય નહિ, એમને સાચવી લે, તે જ શાંતિ પામે છે. આમ જીવન એટલે જ પ્રકૃતિ જોડે સતત સંગ્રામ.

આથી જ મહાપુરૂષો પણ ક્ષણિક આવેશો કે અધુરાં દર્શનને લીધે ભૂલ કરે એ સંભવે છે. પણ તેમાં યે મહાત્માજી જેવા કોઈક જ વીરલા એ ભૂલો સ્વીકારે છે. મહાત્માજીએ તો વારંવાર પોતાને ભૂલને પાત્ર કહ્યા છે. મોટે ભાગે એમાં મહાન પુરૂષોને જ સુલભ એવી નમ્રતા રહેલી છે, છતાં એમના સિદ્ધાંતોમાં જ્યાં વિરોધ લાગે ત્યાં એની વિજ્ઞાન, ઇતિહાસ અને તત્વદર્શનની દૃષ્ટિએ એની ચકાસણી થાય તે એમને તો ઇષ્ટ જ હોય.

બીજી એક વસ્તુ યાદ રાખવાની છે. મહાત્માજી જેને અંતરના અવાજ કહેતા એ ઘણા પુરૂષોએ અનુભવેલી વસ્તુ છે. માણસ

ભક્તિ, ભાવાવેશ કે એકાગ્રતાથી ધ્યાન કે સમાધી પામે ત્યારે એને પરમાત્મા તરફથી સીધી પ્રેરણા મળે છે. આ પ્રેરણા એનો આત્મા ઝીલે છે, અને એ દર્શન સાચું જ હોય છે. પણ જ્યારે એનો આત્મા એ પ્રેરણા મનને આપે છે, તે વખતે મનના બાહ્ય સંજોગો બુદ્ધિની મર્યાદા, સ્વભાવગત પૂર્વ ગ્રહો વગેરે એ દર્શનનાં નિર્મળ સત્યમાં રંગપૂરણી કહે છે. પરિણામે સળંગ સત્યનું એકાદ પાસું આવી રીતે વિશિષ્ટ દૃષ્ટિકોણથી રજુ થાય છે. અલબત્ત, આમ મૂળ વસ્તુમાં રૂપાંતર થાય છે, છતાંયે એના પાયામાં રહેલું સત્ય તો અંદર રહેલું જ હોય છે. આ વસ્તુ જ વેદના એક સૂક્તમાં આપેલ છેઃ—

**हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् ।**
**तत्त्वं पूषन्नपावृणु सत्यधर्मस्य दृष्टये ॥**

"સત્યનું મુળ સુવર્ણમય પાત્રથી ઢંકાઈ ગયું છે, તે, હે પૂષન (પ્રાણપોષક દેવતા–સૂર્ય) સત્ય ધર્મનું દર્શન થાય માટે દૂર કર."

આ હિરણ્મય પાત્ર એટલે આત્માને મળતી ઈશ્વરી પ્રેરણાને પોતાની મર્યાદા અને પરિવરો પ્રમાણે રંગી નાંખે છે તે દેહ, બુદ્ધિ અને મનનું બનેલું સૂક્ષ્મ શરીર.

આથી મહાત્માજીનું સાચું તર્પણ કરવું હોય તો અંધશ્રદ્ધા ત્યાગી, એમના મહિમાવાન સિદ્ધાંતોને ઇતિહાસ, વિજ્ઞાન, નીતિ અને માનવતાની કસોટી પર કસી જોવા જોઈએ.

અને વરસોથી વિચાર્યું છે તે પરથી હું શ્રદ્ધાથી જણાવું છું, કે એમના લગભગ દરેક દર્શનો આછા પડઢાંકયાં નિષ્કલંક હીરા જેવા છે. એ વસ્તુ આપણે આ ગ્રંથમાનાં બીજા મણકાઓમાં સિદ્ધ કરવા યત્ન કરીશું. અત્યારે તો રાજકિય, ધાર્મિક, સાંપ્રદાયિક કે આર્થિક મતમતાંતરોથી પર એવાં એમનાં દર્શનોને જ આધારરૂપ ગણી, એમની અલ્પાંશેય ઋણી થયેલ પ્રત્યેક વ્યક્તિ, વર્ગ, સમૂહ અને સંસ્થા કેવી રીતે એ મહામાનવનું તર્પણ કરી પોતાનો ઋણભાર હળવો કરે, તે યથામતિ બતાવવા પ્રયત્ન કરીએ.

# ૧૧. સમૂહગત તર્પણ

**सर्वभूत हितेरतः**–પ્રાણી માત્રના હિતમાં મશગુલ એવા મહાત્માજીએ કોઇપણ વ્યક્તિ કે વર્ગપર ચિત્તમાં તો પક્ષપાત ધર્યો નહોતો, પણ એમની કામગીરી અને કાર્યક્રમની વિશિષ્ટતાને લીધે અમુક વ્યક્તિઓ, વર્ગો અને સ્થળોએ એમની સેવાનો લાભ વધારે પ્રમાણમાં ઉઠાવ્યો છે. વળી એમનાં અંતીમ લક્ષ્યની સાધનામાં જુદા જુદા સમૂહોને જુદું જુદું સ્થાન હતું. એ જોતાં આ સમૂહોનું કર્તવ્ય પણ કેટલેક અંશે જુદું પડે છે. આથી આપણે સમૂહ વાર એનો અંગુલી નિર્દેશ કરીશું.

## ૧. હિંદી પ્રજા

હિંદી પ્રજાના પરનો ઋણભાર કદાચ સૌથી વધારે છે. પોતાના દેશમાં યે હિણાતી એ પ્રજાને મહાત્માજીએ જગતવ્યાપી સન્માનને પાત્ર બનાવી. જુગજુગ જુની એની નિર્બળતા હજીએ એવી ને એવીજ છે, છતાંય આવી પ્રતિષ્ઠાની પ્રાપ્તિ એ નાનું સરખુ ઋણ નથી.

અને હિંદે મેળવેલી આઝાદી તો ઇતિહાસના વહેણો અને વર્તમાન સંજોગો જોતાં એક ચમત્કાર જ છે. હિંદ પાસે શસ્ત્રો નહોતાં, અને હોત તો યે શું? છેલ્લા બેહજાર વર્ષથી જ્યારે જ્યારે પરદેશી આક્રમણો આવ્યા છે, ત્યારે હિંદ પાસે શસ્ત્રો હતાં, વ્યકિતગત શૌર્યવાળા અનેક યોદ્ધાઓ હતા; સાધનો, સંખ્યા અને શૌર્યમાં હિંદીઓ તેમના પ્રતિપક્ષીઓથી કદી યે ઉતરતા નહોતા. છતાં હિંદીઓમાં શિસ્ત, સંપ, સહકાર અને સહિષ્ણુતાનો અભાવ હતો. પરસ્પર ઇર્ષ્યા અને ખોટાં અભિમાન હતાં, યુદ્ધશાસ્ત્રનો કે રાજકારણનો પદ્ધતિસર અભ્યાસ કરવાની કે કડવા અનુભવ પરથી શીખવાની જરાએ પરવા નહોતી. પરિણામે શસ્ત્ર, સંખ્યા અને શૌર્યની સરસાઇ છતાંયે પરદેશીઓ હંમેશાં ફાવ્યા છે. અને એજ સદ્‌ગુણોના અભાવ અને દુર્ગુણોના અસ્તિત્વથી એ પરદેશીઓ સામે થયેલા બળવાઓ પણ જવલ્લે જ સફળ થયા છે. આ બધું જોતાં, હિંદી પ્રજાની

રાજકિય અવદશા માટે પરદેશી હકુમત કરતાં પોતાનાં સ્વભાવગત દૂષણો મુખ્યત્વે જવાબદાર છે.

આમ ભૌતિક અને નૈતિક બાબતોમાં પોતાનાથી ઉતરે એવા અલ્પસંખ્ય પરદેશી રાજ્યકર્તાઓનો અમલ શસ્ત્રબળથી ઉથલાવી પાડવામાં નિષ્ફળ ગયેલી હિંદી પ્રજા વર્તમાનવિજ્ઞાનની સાધન સામગ્રીઓથી અમર્યાદિત દંડ શકિત ધરાવતી, યુદ્ધ અને રાજવિદ્યામાં પરમ નિષ્ણાત અને નૈતિક દૃષ્ટિએ ઘણી વધારે આગળ વધેલી બ્રીટીશ પ્રજાની સત્તાને શસ્ત્રબળથી ઉખેડી નાંખત એમ માનવું એ મિથ્યાભિમાન, ઘોર અજ્ઞાન કે બાલીશ અહંતા સિવાય કાંઇ નથી. ૧૯૦૫ થી જુદા જુદા ક્રાંતિકાર દળો સાથે સહવાસ ધરાવનાર દરેક બુદ્ધિશાળી વ્યકિત એ જાણે છે. અને આ ક્રાંતિકારો જે સમયે કાર્ય કરવા માંગતા હતા, તે પછી તો વિજ્ઞાને એટલી બધી પ્રગતિ સાધી હતી, કે કોઇપણ સ્થીર રાજસત્તા કેવળ શસ્ત્રબળથી, પારકી એવી જ સત્તાની સહાય વગર, ઉથલાવી શકાય એમ છેજ નહિ.

આ જોતાં ગાંધીજીના અભિનવ અહિંસક યુદ્ધમાર્ગે જ હિંદને આઝાદી અપાવી છે, એ સોએ ટકા સાચું છે.

હવે આ રીતે ઋણી બનેલી હિંદી પ્રજાએ શું કરવાનું છે, તે જોઇએ.

**મધ્યસ્થ સરકારને ટેકો આપો.** આપણે જોઈ ગયા તેમ હિંદની આઝાદી એ તો મહાત્માજીના વિશ્વકાર્યનું પહેલું પગલું હતું. એથી એ આઝાદી દ્વારા હિંદ ગાંધીય નવ સમાજ રચના કરે, અને એ રીતે આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં કાર્ય કરવા શકિતમાન થાય એ માટે એ આઝાદી જળવાય અને તેનો નવરાષ્ટ્ર ઘડતરમાં ઉપયોગ થાય એ આપણું પહેલું કર્તવ્ય છે.

આ માટે પહેલું કામ એ ઉપસ્થિત થાય છે, કે ગમે તેટલા મતભેદ હોય, તોયે તે મતભેદોને તુરત પુરતા મોકુફ રાખી મધ્યસ્થ સરકારના હાથ મજબુત બનાવો. આઝાદી જાળવવાનું કર્તવ્ય પહેલું

છે, એ આઝાદી પર અકલ્પ્ય ભય ઝઝૂમે છે. આ વખતે મતભેદો વિરોધ માટે ન હોય, વધારે કાર્યક્ષમતા માટે હોય; અને તે પ્રજામાં પ્રચાર કરીને નહિ, પણ કર્મચારીઓ જોડે ચર્ચા કરીને સાધવા મથવું જોઈએ. આઝાદી સ્થીર થયા પછી રાષ્ટ્ર ઘડતરનું કામ આવશે. ત્યાં સુધી તો આ મતભેદો મુલતવી રાખવા જોઈએ.

**એક થાઓ.** કારણ કે નવરાષ્ટ્ર રચનામાં પણ અત્યારે મતભેદો, હક્કો, ફરીઆદો, સિદ્ધાંતભેદો વગેરેને સત્તાના રાજકારણ માટે આગળ લાવવાનો આ સમય નથી. સરદારશ્રીએ બે એક માસ પર કહ્યું જ હતું, કે 'અમને ત્રણ વરસ તો આપો. એટલો વખત તો જુઓ. તમારી ફરીઆદો ટળી જાય છે, કે નહિ.' મહાત્માજીના આ પ્રખર અનુયાયી, આઝાદ જંગના અજોડ સેનાની, અને વિરોધીઓને યે મંત્રમુગ્ધ કરનાર આ મહારથીની આટલીએ વાત ન સ્વીકારવી એમાં સુજનતા તો નથી જ, પણ નરી અધમતા છે. એટલે દેશના દરેક પક્ષે તત્કાલ માટે તો રાજકિય અથડામણો બંધ કરી દેવી જોઈએ, એટલું જ નહિ, પણ સહકારનો હાથ લંબાવવો જોઈએ. સરદાર એવા સહકારને વધાવી લેશે એમાં શંકા ન રખાય, અને કદાચ કોઈને આમાં શંકા પડે, તોયે ત્રણ વરસમાં બાહું મોડું થઈ જવાનું નથી. માત્ર સરદારના આવા સહકારના અસ્વીકારથી આઝાદી જોખમાતી હોય એવી શંકા આવે, ત્યારે કદાચ વિરોધ કે ચેતવણીના સૂર કાઢવા પડે, પણ તેમાંયે સરકારી તંત્રમાં અવ્યવસ્થા લવાય એવાં પગલાં ન લેવાય.

પણ આવો પ્રસંગ સંભવતો નથી. સંભવશે તો તે માટે વિચારણા કરાશે.

## ૨. મહાસભાનું કર્તવ્ય.

અને આવા પ્રસંગ ના સંભવે એ માટે એકતા, વિશ્વાસ અને સહકારનો દાખલો બેસાડવાનું મહાસભાનું કર્તવ્ય છે. મહાત્માજીના જીવનકાર્યથી મહાસભાએ પ્રતિષ્ઠા, સત્તા અને જવાબદારીઓ મેળવી

છે. એ મહા ઋણનું તર્પણ સુજનતા, સમન્વય, સમાસ, સહિષ્ણુતા વગેરે મહાત્માજીનાં કાર્યની પ્રેરણા રૂપ સિદ્ધાંતોને આચારમાં મુકવાથી જ થઈ શકે. માટે ત્યાગમૂર્તિ એ પયગંબરની સિદ્ધિઓની વારસ મહાસભાએ અંદરના દૂષણો દૂર કરવા જોઇએ. પ્રતિસ્પર્ધીઓ તરફ સહિષ્ણુતાથી વર્તવું જોઇએ, વેરઝેર, પક્ષાપક્ષી, સત્તાનો મોહ, હોય તે છોડી દેવા જોઇએ, ગજા ઉપરાંત કાર્ય ઉપાડવાની હોંસ ત્યાગવી જોઇએ, અને ભૂતકાળને દાટી દઇને સહકાર અને સુજનતાનું વાતાવરણ ખડું કરવું જોઇએ. પદવીના મોહનો ખરો ખોટોએ આક્ષેપ ન રહે એવું વર્તન નાના મોટા મહાસભાવાદી મંડળોમાં દેખાય એ પ્રજાને ધરપત આપવા ઘણું જરૂરી છે.

## ૩. ઇતર રાજકિય પક્ષો.

આ પક્ષો વિષે ઉપર ઉલ્લેખ આવી ગયો છે. એમાનાં ઘણાંને મહાસભા સાથે સૈદ્ધાંતિક વિરોધ છે. એ વિરોધ કેટલે અંશે ખરો ખોટો છે તે આપણે ગાંધીય સિદ્ધાંતોની ચર્ચા આ 'ગ્રંથમાળા'માં કરીશું ત્યારે જોઇશું. પણ એ લોકોએ દેશ પર ઝઝૂમતી આફત તરફ લક્ષ્ય રાખી, સરદારની ત્રણ વરસ માટેના સહકારની માંગણી પુરી કરવી જોઇએ.

પણ એ સહકાર મધ્યસ્થ તંત્ર જોડે રાખવાનો. આ રાજકિય પક્ષોમાં ઘણા પ્રમાણિક હેતુવાળા છે. ઘણાએ આઝાદી અને લોકશાહી માટે વેઠયું છે. પૂજ્ય મહાત્માજીના આદર અને સ્નેહને પાત્ર વ્યક્તિઓ અને મંડળો આવા વર્ગમાં છે. એ લોકો પાસે મહાત્માજીનું રૂઠ નિષ્ક્રિયતા ના માંગે. એ લોકો આવી નિષ્ક્રિયતા સેવી શકેએ નહિ.

સરદારની માંગણી પ્રમાણે આ લોકો મધ્યસ્થ તંત્રને પોતાના કાર્યક્રમો પુરો પાડવા પુરતો રાજકિય યુદ્ધવિરામ પાળે એ તો ઉપર જણાવ્યું છે. પણ એ તો નકારાત્મક સહકાર થયો. આ પક્ષોએ એટલું જ કરવાનું નથી. એમણે રાષ્ટ્ર ઘડતરમાં ભાગ ભજવવો જોઇએ, અને એ માટે પોતાનું અલગ વ્યક્તિત્વ જાળવી રાખીને સક્રિય કાર્ય કરવું પડે.

એ કાર્ય તે શું? મહાસભાએ જાહેર કર્યું છે, કે સાચી લોકશાહીની સ્થાપના એ કરવા માંગે છે. રાષ્ટ્ર ઘડતરનું નિર્માણ એ આ રીતે કરવા માંગે છે. દેશમાં લોકશાહી સિદ્ધાંતોનું ઘોર અજ્ઞાન છે. ઘણુાય પ્રમાણિક કાર્યકર્તાઓ અને મંડળો તદ્દન શુદ્ધ હેતુથી અજાણતાં જ સાચા લોકશાહી સિદ્ધાંતોનો ભંગ કરે છે. ઘણે ઠેકાણે બીનલોકશાહી આચરણ જાહેર કાર્યકર્તાઓમાં પેસી ગયું છે.

આથી મહાસભા સિવાયના અન્ય પક્ષોએ સામાન્ય લોકસમૂહમાં લોકશાહીના પ્રાથમિક જ્ઞાનનો પ્રચાર કરવો જોઇએ, એના સિદ્ધાંતોના ભંગ પર લોકોનું તેમજ મહાસભાના સર્વોચ્ચ તંત્રવાહકોનું ધ્યાન ખેંચવું જોઇએ, અને એ રીતે રાષ્ટ્રિય ઘડતરમાં ખૂબ અગત્યનો ફાળો આપવો જોઇએ.

અને મહાસભામાં પ્રવર્તેલા જે દૂષણોએ મહાત્માજીના જીવનના છેલ્લા મહિનાઓ કલેશમય બનાવ્યા હતા, તે દૂષણો દૂર કરવાના છે. નવાં જ સાંપડેલાં વહીવટી તંત્રમાં બીન આવડત, બીન અનુભવ, બેદરકારી કે ચશ્મપોષીથી ઘણી ક્ષતિઓ જણાઈ આવે છે. આ ક્ષતિઓ અને આ દૂષણો દૂર કરવાનાં છે.

આ માટે મહાસભા સિવાયના અન્ય રાજકિય મંડળો એક 'જાગરૂક મંડળ' જેવું કાંઈ સ્થાપી શકે. આ મંડળ સતત જાગ્રત રહી, મહાસભાના તંત્ર પર દેખરેખ રાખે, એમાં જણાઇ આવતી ત્રુટીઓથી મહાસભાના મધ્યસ્થ મોવડી મંડળને કે ગાંધી સેવા સંઘને સીધે સીધું જ માહિતગાર કરે, અને આ રીતે નવરાષ્ટ્ર ઘડતરમાં અગત્યનો ફાળો આપે.

અલબત્ત, આ જાગરૂક મંડળનું કાર્ય આટલેથી જ ના યે પતે. બે ત્રણ વાર ધ્યાન ખેંચવા જતાં પણ જો આવી વહીવટી ક્ષતિ કે તંત્રમાંની ચશ્મપોષી દૂર ના થાય, મહાસભાના મંડળો અત્યાર સુધી સત્તાનું રાજકારણ રમે છે એમ કરવું બંધ ના કરે, અને મહાત્માજીએ કલ્પેલી લોકશાહીની સ્થાપનામાં એ રીતે અંતરાય નાંખે, તો આ મંડળ

પ્રજામાં પ્રચાર કરે, પ્રજાને સત્ય હકીકતો જણાવે, એમાં એમને દોષ દઈ શકાય નહિ.

અલબત્ત, આ પ્રચાર અંગત ઝેરવેરથી પર હોવો જોઇએ, અને એમાં સત્તાના રાજકારણને બદલે સેવાનું રાજકારણ જોઇએ. આટલેથી યે ઈષ્ટ સ્થિતિ ન થાય તો જ યોગ્ય ચેતવણી આપી સત્તા પલટાના બંધારણીય માર્ગ લેવાય.

## ૫. યુવાનોનું કર્તવ્ય.

દેશના યુવાનોનું કર્તવ્ય તો સૌથી વધારે અગત્યનું છે. આજની અને આવતી કાલની બધી જવાબદારી તેમણે ઉપાડવાની છે. તેઓનું પ્રધાન કર્તવ્ય પોતાની જાતને એ જવાબદારીઓ માટે લાયક બનાવવાનું છે.

આ માટે પહેલાં તો તેમણે સંયમ, શિસ્ત અને વિનયથી પોતાની જાતને પલોટવી પડશે. નેતાગીરીનો મોહ કે પારકી નેતાગીરીમાં અંધ વિશ્વાસ એ બે દૂષણો દૂર કરવા પડશે. નવી જવાબદારીને અનુરૂપ અભ્યાસ અને જ્ઞાનથી સજ્જ થવું પડશે. એ ઘણે અંશે સાચી ફરીયાદ છે, કે અત્યારના યુવાનોને રાજકારણ, સમાજશાસ્ત્ર અને એને લગતા વિષયોનો અભ્યાસ કરવાનો કંટાળો છે. આ આક્ષેપ તેમણે દૂર કરવો જોઇએ. મહાત્માજીએ જે સતત કાર્યશીલતા અને સતત અભ્યાસમાં જીવન ગાળ્યું હતું એનું બની શકતું અનુકરણ કરવું જોઇએ.

ગાંધીજીએ હિંદને રાજકિય દષ્ટિએ જગતના મોટા રાષ્ટ્રોની જોડે ઊભું રાખ્યું છે. એ સ્થાન પર એ ટકી રહે, અને આગળ વધે એને માટે સર્વે મોટા રાષ્ટ્રોના યુવાનોમાં જેટલો અભ્યાસ, વિદ્યાવ્યાસંગ અને રાષ્ટ્રપ્રેમ તો આપણે કેળવવો પડશે. વૈજ્ઞાનિક પ્રગતિના આજના જમાનામાં વિદ્યા એ સૌથી અગત્યની વસ્તુ છે.

છેલ્લા દશ વર્ષમાં થયેલા ઝડપી બનાવોથી વિદ્યાર્થીઓની વૃત્તિઓમાં ફેરફાર થયો છે. સ્વાતંત્ર્ય યુદ્ધમાં તેમણે લીધેલા ભાગે

તેમના વર્ગને કીર્તિ અપાવી છે, એ ખરૂં, પણ તેને લીધે જ્ઞાન સંપાદનનું કાર્ય ઘણે ભાગે મુલત્વી રહ્યું હતું. હવે એ યુદ્ધ પુરૂં થયું છે, અને આઝાદી મળી છે. સાથે ભગીરથ પુનર્ઘટનાનાં અનેકવિધ કાર્યો ઉપસ્થિત થયા છે. આ સંજોગોમાં દેશને વિજ્ઞાન અને વિદ્યાના દરેકક્ષેત્રમાં આગળ વધેલા યુવાનોની જરૂર પડશે. આઝાદી જાળવવા યોદ્ધાઓ જોઇશે. યુદ્ધો એકલા શરીરથી નહિ, પણ બુદ્ધિ, જ્ઞાન અને વિજ્ઞાનથી લડાય છે.

એટલે યુવાનો અને વિદ્યાર્થીઓ ચળવળભરી પ્રવૃત્તિઓને ગૌણ બનાવી, શરીર, મન અને બુદ્ધિના વિકાસ અને જ્ઞાન અને ચારિત્રની સાધનાને મુખ્ય સ્થાન આપે. માનવતાના સર્વાંગી વિકાસની આકાંક્ષા સેવતા મહાત્માજીનું આવીને તેમણે તર્પણ કરવું જોઇએ.

## ૬. ગાંધી સેવા સંઘ

ગાંધી સેવા સંઘ જેવી મહાત્માજીનાં આદર્શોનું પ્રતિપળે પાન કરી રહેલી સંસ્થાને બહારનો માણસ કાંઈ પણ કહે ધૃષ્ટતા કહેવાય. પણ મહાત્માજીના મરણ પછી ગાંધીય પદ્ધત્તિથી ચાલતા સ્વતંત્ર મંડળોને મહાસભામાં સામેલ કરવાનાં છે, એ પરથી કાંઇક કહેવું પ્રાપ્ત થાય છે.

આ સ્થાને કહેવું ઠીક ન લાગે, છતાં એ જાણીતી વાત છે, કે મહાસભાની કાર્ય પદ્ધતિ અચૂક રીતે ગાંધીય વિચારસરણીથી દૂર અને દૂર સરતી જતી હતી. એવું કહેનારા પ્રમાણિક માણસો પણ છે, કે જે એમ માને છે, કે મહાસભાએ મહાત્માજીના સિદ્ધાંતો પરત્વે મોંની મોઢાશ દાખવી છે, અને વર્તનમાં તો વ્યવહારિકતાને નામે એ સિદ્ધાંતોને એવી રીતે મોળા પાડયા છે, કે દેખાવમાં એ સિદ્ધાંતનું અનુકરણ લાગે, પણ પરિણામમાં તો તદ્દન ઉંધું જ ફળ ઉત્પન્ન થાય.

મહાત્માજી વિષે એકવાર (૧૯૨૪ માં) મેં લખેલું, કે એમની કાર્યસિદ્ધિ બાબતમાં મને સૌથી વધારે ડર હતો એમની સુજનતાનો. એ સુજનતાનો, વિશાળ હૃદયનો, ઘણાએએ ગેરલાભ લીધો છે.

ગાંધી સેવા સંઘે પણ આવી વધારે પડતી ઉદારતા છોડી દેવી જોઇશે. મહાસભાને રોકટોક કરનારા, એને પશ્ચિમના અંધ અનુકરણ કે પૂર્વના ગ્રહોથી ચેતવનારા મહાત્માજી ગયા. હવે એ સ્થાન ગાંધી સેવાસંઘે લેવાનું રહેશે.

અને સાથે સાથે ગાંધીય વિચારસરણી અને ગાંધીય કાર્યપદ્ધતિને નવયુગની જોડે મેળખાય, હિંદેતર પ્રદેશોમાં એનો પ્રચાર થાય એવી રીતે એ બન્નેનું સ્વતંત્ર, વિમુક્ત અને વૈજ્ઞાનિક પરિશીલન થાય એ પણ ગાંધી સેવા સંઘે કરવાનું રહેશે. એ વિચારસરણીની ઉણપો સુધારવાનું અને એ કાર્ય પદ્ધત્તિને માનવ સ્વભાવ અને માનવ આવશ્યક્તાઓને અનુકુળ બનાવવાનું એમનું કાર્ય છે.

## ૭. ઇતર હિંદી સંસ્કારી પુરૂષો

હિંદમાં અનાદિકાળથી વિદ્વાન વર્ગે પ્રતિષ્ઠા મેળવી છે, પણ રાષ્ટ્રક્રાંતિમાં બુદ્ધિપ્રધાન આ વર્ગે પુરાતન કાળથી જાળવી રાખેલું હિંદી જનસમાજનું અગ્રણીપદ ગુમાવ્યું છે. રાજકારણ અને સમાજકારણ પર વિદ્વાનો અને સંતોનો કાબુ અને દોરવણી એ હિંદુ અને મુસ્લીમ બન્ને પ્રકારની હિંદી સંસ્કૃતિનું પ્રધાન લક્ષણ છે. (આ વસ્તુ આ લેખમાળામાં આગળ ઉપર ચર્ચવા વિચાર છે.)

અત્યારે, રાષ્ટ્રની કટોકટી તેમ જ રાષ્ટ્રના જીવનસાફલ્યની ઘડીએ આ કાબુ વિદ્વાનોએ ગુમાવ્યો છે. અત્યાર સુધી સંતોમાં શ્રેષ્ઠ એવા મહાત્માજી હિંદી રાજકરણ પર સમર્થ નૈતિક કાબુ ધરાવતા હતા. એવો કાબુ ધરાવવાનું હવે કોઈ એકલદોકલ પુરૂષનું ગજું નથી.

પણ એવી સમર્થ વ્યક્તિને અભાવે રાજ્ય અને સમાજ, વિદ્યા, ધર્મ અને જ્ઞાનના અંકુશવિહિન રહે એ હિંદી સંસ્કૃતિથી વિપરિત છે, અને હિંદના વિકાસ અને જીવન સાફલ્યની દૃષ્ટિએ અહિતકર છે; માટે હિંદના વિદ્વાન, ચારિત્ર્યવાન અને ત્યાગમય વૃત્તિવાળાવર્ગે રાજકારણમાં રસ લેવો પડશે, અને નિરાડંબર, નિર્મમત્વ

અને સત્યદૃષ્ટિથી જ પ્રેરાઈને રાજકારણને સ્વાર્થસાધનની ભૂમિકા પરથી પરાર્થસાધનની ભૂમિકા પર લઈ જવામાં મદદ કરવી જોઈશે.

—આ અમુક વિશિષ્ટ વર્ગોને લગતું ઉપરછલ્લું વિવેચન છે. **એ બધી વસ્તુઓ આપણી ગ્રંથમાળામાં વધારે લંબાણથી** વધારે વિવેચન યથાવકાશ થશે. હવે થોડા બીજાઓ વિષે વિચાર કરીએ.

## ૮. અમદાવાદનું કર્તવ્ય

અમદાવાદને તો મહાત્માજીએ જગતમાં યશસ્વી બનાવ્યું છે. તેમણે તેને પોતાના તપની ભૂમિ બનાવી, પોતાનો પંચવિધ બહિષ્કારનો કાર્યક્રમ તેમ જ ચતુર્વિધ કાર્યક્રમનો ઝંડો ત્યાં જ પહેલો ઉભો કર્યો. આ રીતે ગાંધીય સાધના અને ગાંધીય તપનીએ એ ભૂમિ છે.

અમદાવાદની દેશભરમાં અને દેશાંતરમાં સ્વાર્થપટુ, મતલબી અને ધનલુબ્ધ વ્યાપારીઓના પ્રદેશ તરીકેની અપકીર્તિને ભુંસી નાંખી તેમણે એને ત્યાગ, વફાદારી, સમાધાનતા સહકારના સ્થાનઅને તરીકે ઓળખાવ્યું. અમદાવાદની એથી એ ફરજ ઊભી થાય છે, કે પૂ. બાપુજીએ રળાવેલી કીર્તિ એ કાયમ કરે, એટલું જ નહિ પણ ઉદ્યોગધામ કરતાં યે વિશેષ તપોભૂમિ તરીકે ખ્યાતિ મેળવવા પ્રયત્ન કરે. આ માટે અમુક કાર્યક્રમો રજુ કરવા મન થાય છે, પણ તે માટે અહિં અવકાશ નથી.

## (૯) ગુજરાત

ગુજરાતની મહત્તા અમદાવાદ જેટલી જ વધી છે. ગાંધીજી ગુજરાતના છે !— બીકૂ ગણાતા ગુજરાતને એમણે ગૌરવાન્વિત કર્યું છે. ઠંડા શૌર્ય, ઠંડા સાહસ અને ધ્યેયલક્ષી વફાદારીની એને આબરૂ મળી છે. વ્યવહારકુશળ ગુજરાત ધારે તો ગાંધીય સિદ્ધાંતોને વ્યવહારૂરૂપ આપી. એ મહા સ્વપ્નદૃષ્ટાનાં સ્વપ્નોને સાકાર બનાવે.

## (૧૦) કાઠીયાવાડ

ગુજરાતને કહેવું કાઠીયાવાડને લાગુ પડે છે. વિશેષમાં કાઠીયાવાડ સૌરાષ્ટ્રમાં ગાંધીય લોકશાહી સફળ બનાવે, ગાંધીય પંચાયત

રાષ્ટ્રને વાસ્તવિકતાની ભૂમિકા પર લાવે, અને એ રીતે હિંદની એકતાનું મહાત્માજીનું બીજું પગલું સાધવાનો રસ્તો ચીંધે. આ એનું ઓછામાં ઓછું તર્પણ છે,

## (૧૧) બંધારણ સભાઓ

હિંદી સંઘની બંધારણ સભાએ પોતાનું કાર્ય લગભગ પુરૂં કર્યું છે. બીજાઓનું બાકી છે.

આમ છતાં આ સભાઓને વિનંતી કરવાની છે. તેમની આંખ આમળ લોકશાહીના જે વિદેશી નમુનાઓ પડયા છે તેનાથી દોરવાય નહિ. દોરવાયા હોય તો ફરીથી વિચાર કરે.

તેમજ બંધારણ સત્તાના રાજકારણની દ્દષ્ટિથી નહિ, પણ સહકાર, સુમેળ અને ન્યાયના ધોરણ પર રચે; અર્થકારણ પર નહિ પણ સમાજકારણ પર વધારે લક્ષ્ય આપે; વસ્તુમાત્રથી માનવ મહાન છે, બંધારણ માટે માનવી નથી, પણ માનવી માટે બંધારણ છે, એ વસ્તુ રખે ભલે. આ વસ્તુ ખૂબ જ વિચારણા માંગે છે, છતાં આ મૂળ તત્વો તો સર્વને સ્વીકાર્ય હોવા જોઇએ.

યાદ રાખવું ઘટે છે કે, મહાત્માજીને મન માનવ એ મુખ્ય વસ્તુ હતી. માનવતા એ મુખ્ય સાધ્ય હતું.

અને જગતના આર્થિક, સામાજીક અને રાજકિય સમસ્યાઓનો અંતીમ ઉકેલ વિકેંદ્રીકરણમાં જ છે, એ વાત, તેમજ એમની ગ્રામ પંચાયતની ઇચ્છા રખે ભુલાય.

## (૧૨) વ્યક્તિગત તર્પણ

મહાત્માજીએ જીવન, પ્રવચન અને દ્દષ્ટાંતદ્વારા વ્યક્તિવિકાસના એટલા બધા માર્ગ બતાવ્યા છે, કે એમાંથી ગમે તે વ્યક્તિને પોતાનાં વિકાસ માટે માર્ગ જડી રહે. અને પ્રત્યેક વ્યક્તિ પોતામાંની પશુતા જેટલે અંશે પરિહરે, જેટલે અંશે માનવતા વધારે, એટલે

અંશે ને મહાત્માજીનું તર્પણ કરે છે. કારણ કે માનવતાની સર્વાંગી સાધના એજ મહાત્માજીનું અંતીમ ધ્યેય હતું.

બીજી દ્રષ્ટિથી વિચાર કરીએ તો મહાત્માજીએ વેદાંતમાં જેને સચ્ચિદાનંદ સ્વરૂપ કહ્યું છે, તેની આધિભૌતિક માર્ગે સાધના માર્ગ બતાવ્યો છે. એ સજ્જન હતા, સજ્જનતા એમણે બોધી હતી–સુજનતા–સજ્જનતા એટલે સત્–સારાં થવું તે–

તે સાથે પળે પળે કાર્યરત રહી તેમણે ચિત્—ચેતન–સાધ્યું હતું. ચેતનનો ગુણ જ કાર્યશીલ રહેવાનો. બ્રહ્મ અવિશ્રાંત કાર્ય કરે છે, પ્રકૃતિના અંશેઅંશ નિયમિત કાર્ય કરે છે, આ ચેતનતત્વ –ચિત્-કાર્યશીલતાથી માનવી સાધી શકે છે, એમ ગાંધીજીએ બતાવ્યું છે.

અને અનાસક્ત રહી, કામ ખાતર કામમાં રચ્યાપચ્યા રહેવાથી, તેમજ આહાર, વિહાર, આચાર અને વિચારમાં પ્રસન્ન પ્રકૃતિ અને સમાધાનની ભાવના રાખવાથી, માણસ પ્રત્યેક પળ આનંદ અનુભવી શકે છે. મહાત્માજીએ આ વસ્તુ તેમનાં જીવનમાં સિદ્ધ કરી બતાવી હતી. આથી સામાન્ય વ્યક્તિ સુજનતા, કાર્યશીલતા અને સમાધાનવૃત્તિ, નિર્દ્વેષ વગેરે ગુણો જેટલે અંશે સાધો'સચ્ચિદાનંદતત્વને માર્ગે પ્રયાણ કરે, અને એટલે અંશે મહાત્માજીનું તર્પણ સાધે.

આખરે યથાશક્તિ, યથામતિ, આટલું દિશાસૂચન કરવાની ધૃષ્ટતા કરી, એ સચ્ચિદાનંદ રૂપને

ઈશ્વર અલ્લાહ તારૂં નામ
સૌને સન્મતિ દે ભગવાન.

એમ પ્રાર્થીને એ રીતે બાપુજીનું અલ્પ, અત્યલ્પ તર્પણ કરૂં છું.

ગાંધી માસિક પુણ્યતિથી
પહેલી.
મહા વદ છઠ્ઠ ને રવિવાર.
સંવત ૨૦૦૪

મંજુલાલ સા. દેસાઇ

# નિવેદન

ત્રીસ વર્ષથી મૂંગા ભક્તિભાવથી ગાંધીજી અને તેમના કાર્યને અવલોકતાં, તેનો અભ્યાસ કરતાં, જે આનંદ અને તૃપ્તિ મળ્યાં છે, એ ઋણના અલ્પ પ્રતિફળરૂપે 'તર્પણ ગ્રંથમાળા' યોજાઈ છે.

એમાં પૂ. બાપુજીની દર માસિક પુણ્યતિથિએ આટલા જ કદની એક એક પુસ્તિકા આપવા વિચાર છે. એ દ્વારા મહાત્માજીના મહાવિશાળ વિચાર ભંડારનું વિજ્ઞાન, ઇતિહાસ, સમાજશાસ્ત્ર અને માનવધર્મના દૃષ્ટિબિંદુએ ચકાસી દર્શન કરાવવા વિચાર છે.

ગાંધીજી અને ધર્મ, ગાંધીજી અને વિશ્વનું રાજકારણ, ગાંધીજી અને સ્ત્રી પુરૂષ સંબંધો, ગાંધીય પંચાયત રાજ્ય, ~~ગાંધીય~~ ઉપાસના વગેરે પર એક એક પુસ્તિકા આપવા વિચાર છે.

બીજો મણકો '**ગાંધીજી અને લોકશાહી**' ફાગણ વદ પાંચમે બહાર પડશે.

પ્રત્યેક મણકાનું મૂલ્ય બાર આના રહેશે. બાર મણકાના લગભગ ૬૦૦ પાનાનાં સેટનું મૂલ્ય છ રૂપીઆ રાખ્યું છે.

**ચીમનલાલ નાનાલાલ દવે**
સંચાલક—સાધના પ્રકાશન મંદીર

असतो मां सद्गमय ।

तमसो मां ज्योतिर्गमय ।

मृत्योर्मामृतं गमय ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः

હે પ્રભુ ! અસત્યમાંથી સત્યમાં, અંધકારમાંથી પ્રકાશમાં, મૃત્યુમાંથી અમૃતમાં હું જઉં એમ કર.